# VEDANT VICHARA
AND
# PARCHURAN PRABHODH

BY
LALLUBHAI PRABHASHANKER.
Rayakwal Brahmin In-habitant of Baroda
At present Sidhpur.



AHMEDABAD.
Printed at "Shri Mudran Kala Mundir" Limited



1900.

Price one Rupee and five annas British.

# વેદાન્ત વિચાર

અને

# પરચુરણ પ્રબોધ.

---

રચી પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઇ પ્રભાશંકર ( કુબડથલકર. )

રાયકવાળ બ્રાહ્મણ.

રહેવાશી શહેર વડોદરા.

હાલ વસ્તી શ્રી સીદ્ધપુર ક્ષેત્ર.—કડીપ્રાંત

જીલ્લે વડોદરા.



અમદાવાદ.

શ્રી " મુદ્રણકલામંદિર " લિમિટેડ, ખાડિઆ—અમદાવાદ.

---



કીંમત રૂ. ૧-૫-૦.

એક રૂપીઓ પાંચ આના કલદાર.

श्री.

# अर्पणपत्रिका.

ॐ तत् सच्छलणनमः

## સવૈયા.

સત્ય સનાતન એક અખંડિત, અંતર્યામી અગોચર મંડન,

સૂરજ ચંદ્ર અનેક વિષે, ઝળકી રહ્યો આપ સમસ્ત સુભાવન,

કોઇ કળી ન શકે કલયા મહી, જ્ઞાન સ્વરૂપ દીસે રસમંડન,

તે શુભ દૃષ્ટ અનુપ સ્વરૂપને, હું અરપું ગણી આનંદ કંદન.

'હું' અને 'તું' એ શબ્દ જૂઠા છે, યદ્યપિ વાચક વર્ગને 'તુ' રૂપે ઓ-ળખાવવા સૂચક રૂપે 'હું' મૂકું છું. અનંત આકાશમાં નિરાકારરૂપે અનં-ત કોટી બ્રહ્માંડમાં તથા આ પત્રમાં, તેમજ લખનારના, સ્થૂલમાં, દ્રષ્ટારૂપે તું સર્વત્ર છે; જે સ્થૂલ હલન ચલન યુક્ત છે તેમાં જેમ માખણમાં ઘી, તલમાં તેલ અને કાષ્ટમાં અગ્નિ, રહે છે તેમ આનંદઘન તથા થીજેલા ઘીની માફક તું છે. હું શું લખું છું તે તું જુએ છે; હું કોણ છું એવો પ્રશ્ન, ભ્રમ, માયિક ચક્રની નાહક સ્ફૂરણતાથી જો કે નીકળતો હોય તો— તે પણ જોનાર તું છે. યદ્યપિ આ અક્ષર સાક્ષરના પ્રકાશપણામાં તું લખલખિત પ્રકાશિત ભાસે છે તેથી હું તને વારંવાર અભિવંદન કરૂં છું. અને સદા સર્વત્ર તને ઓળખીને શ્રુતિદ્વારાએ શ્રુતજનોને તું ક્યાં છે તે માર્ગ બતાવવાને જે આકર્ત્રીમ આંગળી બતાવી છે, તેના ઉપર પણ તું જુએ છે; તેથી આ લઘુ પુસ્તક તનેજ અર્પણ કરૂં છુ. કિંવા તું તે હુંજ છું તેથી આ સ્થૂળમાંથી નીકળેલા ધ્વનિ વાચક સારતત્વ આ સ્થૂલમાં દ્રષ્ટા રૂપે જે હું બેઠો છું તે પોતેજ પોતાને અરપે છે.

તથાસ્તુ.

---

## સદર પુસ્તક રચવામાં મદદ કરનારનાં મુબારક નામોના યાદી અનુક્રમવાર.

૧ મે. આત્મારામ મોરેશ્વર, છત્રે બી. એ. પ્રૉફેસર સંસ્કૃત એન્ડ વર્નાક્યુલર લેંગવેજીસ વડોદરા હાઇસ્કુલ. ઉપદેશક
૨ બ્રહ્મચારી. પરમાનંદજી મહારાજ ક્ષેત્ર સિદ્ધપુર. ,,
૩ પરમહંસ પરીવ્રાજકાચાર્ય માધવતીર્થ ગુરૂનારાયણ તીર્થ સીદ્ધપુર. ,,
૪ ભરૂચનિવાસી સ્વામી અદ્દૈતાનંદજી. ,,
૫ ખંભાતનીવાસી સ્વામી ચીદ્દ્યનાનંદજી. ,,

ઉપર બતાવેલા પાંચે મહાત્માઓને ગુરુપદને ઘટે તેટલાં માનપૂર્વક અભિવંદન કરૂંછું.

## વખતો વખત નકલો તથા કાગળ પત્ર વિગેરે લખવામાં તથા પરચુરણ કામમાં મદદ કરનારનાં મુબારક નામોની યાદી અનુક્રમવાર.

૬ ચી. સંભુપ્રસાદ લલ્લુભાઇ વડોદરા. હાલ અમદાવાદ. હજીરાનીપોળ.
૭ ચી. મોતીલાલ લલ્લુભાઇ અમદાવાદ. હજીરાનીપોળ.
૮ ચી. ચુનીલાલ ઉર્ફે નનુભાઇ પીતામ્બરદાસ એન્ડ કલમ.
૯ રા. રા. હીમતલાલ લલ્લુભાઇ સિદ્ધપુર.
૧૦ રા. રા. ચંચલ ઉર્ફે કેસવલાલ મગનલાલ. સીદ્ધપુર.

ઉપર બતાવેલા પાંચે ગૃહસ્થોને તેમની લીધેલી તસ્દીને માટે સાબાશી આપુંછું.

## પ્રુફશીટસ તપાસવા તથા કાગળ પત્રો લખવા વિગેરેમાં મદદ કરનારનાં મુબારક નામોની યાદી અનુક્રમવાર.

૧૧ મે. માસ્તર સા. મુગટરામ પરભુરામ દ્વિવેદી. ઍંગ્લોવર્ના. સ્કુલ સીદ્ધપુરના આસીસ્ટંટ માસ્તર. પાટણ નિવાસી.
૧૨ ઇંગ્લીસ સ્કુલના હેડમાસ્તર સા. તલાટી મોતીલાલ પુર્ષોતમદાસ મુ. નડીયાદ હાલ સીદ્ધપુર.
૧૩ પંડયા પ્રલ્હાદજી મહાશંકર મુ. સીદ્ધપુર.

ઉપર બતાવેલા ત્રણે સદ્દગૃહસ્થોનો અંતઃકરણ પૂર્વક અનુક્રમવાર પ્રેમપૂર્વક આભાર માનુંછું.

## કેટલીક કહેવતો તથા ઓહેતો કવિત અને ઔષધો સંપાદન કરી આપવામાં મદદ કરનારનાં મુબારક નામોની યાદી અનુક્રમવાર.

૧૪ મરહુમ દેશાઇ અવનીધર પ્રલ્હાદજી પાટણવાળા.
૧૫ મહંત. જેઠાભારથી સીદ્ધપુરવાળા આંખની દવાના નેટીવ ડાક્તર. સીદ્ધપુર. હાલ અમદાવાદ.

ઉપર બતાવેલા બંને સખસોએ સરખા ઇષ્ટ મિત્ર હોવાથી તેમણે લીધેલા શ્રમ માટે અનુક્રમવાર પ્રેમપૂર્વક આભાર માનુંછું.

# જે જે ગૃહસ્થોએ પુસ્તક પ્રથમ પસંદ કરી પબ્લીક માટે છપાવી પ્રસિદ્ધ કરવા અભીપ્રાયો વ સર્ટિફીકેટો આપેલાં તેમનાં મુબારક નામોની યાદી અનુક્રમવાર.

૧ શ્રી ગોકુલેંદુ જેદેવલાલજી મહારાજ મુ. વીરમગામ.
૨ નામદાર દીવાનબહાદુર મણીભાઇ જસભાઇ. વડોદરા.
૩ મે. રા. બા. વિનાયકરાવ મહાદેવ પંડીત નાયબ દિવાન સાહેબ. વડોદરા.
૪ મે. મરહુમ. મણીલાલ નભુભાઇ દ્વિવેદી બી. એ.
૫ મે. રા. બા. રઘુનાથ મહાદેવ. કેલકર માજી સુબા સાહેબ પ્રાંત અમરેલી. રાજ્ય વડોદરા.
૬ મે. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી બી. એ. એલ એલ. બી. સરસ્વતીચંદ્રના કર્ત્તા.
૭ રા. રા. હર્ષદરાવ સુંદરરાય રાજકવી પાલીટાણા.
૮ મે. મોતીલાલપુર્ષોત્તમદાસ સિદ્ધપુર એંગ્લોવર્નાક્યુલર સ્કુલના હેડમા૦ સાહેબ
૯ મે. રા. સા. ભગવાનલાલ પ્રાણલાલ. નાયબ દીવાન સા. જાંબુવારસ્ટેટ.
૧૦ મે. રા. સા. ક્રીષ્ણલાલ ઓચ્છવલાલ હેડકલાર્ક કલેકટર સાહેબની ઓફીસ અમદાવાદ.
૧૧ મે. રા. સા. નારાયણરાવ ભાસ્કરરાવ એજ્યુકેશનલ ઇસ્પેકટર સાહેબ કડીપ્રાંત રાજ્ય વડોદરા.
૧૨ મે. માસ્તર. સા. મુગટરામ પ્રભુરામ દ્વિવેદી આસીસ્ટંટ માસ્તર. સીદ્ધપુર એ. વ. સ્કુલ. પાટણ નિવાસી.
૧૩ વેદાંતી. હરગોવીંદ મુલેશ્વર પંડીત સીદ્ધપુરકર.
૧૪ મે. માધુભાઇ રણછોડદાસ સંકચાવાળા અમદાવાદ.
૧૫ મે. રા. બા. રામરાવ ગંગાધર. મૈરાળ વડોદરા.
૧૬ મે. રા. બા. પ્રલ્હાદજી સેવકરામ સુબાસાહેબ કડીપ્રાંત. રાજ્ય વડોદરા.
૧૭ મરહુમ. મે. રા. બા. પીતામ્બર જેઠાભાઇ માજી એકાઉન્ટન્ટ જનરલ. વડોદરા.
૧૮ મે. રા. રા. નારાયણ વીનાયક સહસ્ત્રબુધ્ધે. વડોદરા ઊંચી પોળના ઝાંપે.
૧૯ મે. રા. રા. લક્ષ્મણસીંહ વરવાજી યાદવ સૃષ્ટીસૌંદર્ય પુસ્તકના કર્ત્તા મુ. ઇડર (મહીકાંઠા)
૨૦ મહંત. નારાયણભારથી યશવંતભારથી પાટણવાળા.
૨૧ પરમહંસ [illegible]કાચાર્ય માધવતીર્થ ગુરૂ નારાયણતીર્થ સીધ્ધપુર.
૨૨ [illegible] અનુમાન [illegible] એક બંગાલી બાબુ તથા પાંચશે રૂપીઆના અધીકારી હાલ [illegible]ની દશા પામી યોગાભ્યાસ આરંભ્યો છે. મુ. આગ્રા.
૨૩ સ્વામી સરસ્વતી ઉર્ફે બંબંસ્વામી પાટણ.
૨૪ શુકલ. હરગોવીંદ વિજયેશ્વર ઘનપાઠી સિધપુર.
૨૫ વૈદ કાલુરામ મુગટરામ મુ. વડોદરા.
૨૬ મે. રા. સા. વેણીશંકર રેવાશંકર શુકલ મુનસફ સાહેબ સીધપુર.
૨૭ મે. રા. બા. ચીંતામણરાવ નારાયણરાવ મજમુંદાર આસીસ્ટંટ એકાઉન્ટંટ જનરલ વડોદરા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૫ | નિાધ | નિાધ |
| ,, | ૭ | રહુ | રમું |
| ,, | ૮ | સર્વેશ્ન | સરવેશ્ન |
| ૨ | ૪ | ને | અને |
| ૨ | ૧૪ | આપણે | આપણાં |
| ,, | ૧૫ | માંડયાં | અડયા |
| ,, | ૨૧ | પૂર્વજોએ | પૂર્વજોનો |
| ૩ | ૪ | નીરોપણુ | નિરૂપણુ |
| ,, | ૧૫ | ચય | આય |
| ,, | ૩૦ | મિમાંસ | મીમાંસા |
| ,, | ,, | પર્મ | પરમ |
| ૪ | ૧૦ | વિસ્વાસદર્શક | વિશ્વાદર્શક |
| ,, | ૧૬ | અંધલ | અંધત્વ |
| ૬ | ૭,૮,૯,૧૧,૧૮, | આવર્ણુ | આવરણુ |
| ,, | ૧૦, ૨૮ | અશ | અંશ |
| ,, | ૧૧ | ક્ષા | ક્ષો |
| ,, | ૧૫ | ડબાયલો | દબાયલો |
| ૭ | ૭ | ચીદા | ચિદા |
| ,, | ,, | આધષ્ટાન | અધિષ્ઠાન |
| ૮ | ૨૧ | અનમય | અન્નમય |
| ૯ | ૧૫ | ઊપાસીક | ઉપાસક |
| ,, | ૧૬ | મુક્તિ | મુક્તિ |
| ,, | ૧૭, ૧૮ | શૈશ, શેશ | શેષ |
| ,, | ૧૯ | ઇંદ્રિયા | ઇંદ્રિઓ |
| ૧૦ | ૮ | સંબંધીજ | સંબંધથીજ |
| ,, | ૧૨, ૧૩ | બોધ | બોધ, |
| ૧૧ | ૨૨ | નિરશ | નિરંશ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૮ | પંવાનો | પડવાનો |
| ,, | ,, | અશ | અંશ |
| ૧૨ | ૨૨ | નૈયામિક | નૈયાયિક |
| ,, | ૨૪ | મિમાંસા | મીમાંસા |
| ,, | ,, | નૈયાયીક | નૈયાયિક |
| ૧૩ | ૩ | જડે | જડ |
| ,, | ૪ | મર્ણુ | મરણુ |
| ,, | ૧૮ | વસુ | વસ્તુ |
| ,, | ૨૨ | વિશ્વાસહિત | વિશ્વાસરહિત |
| ૧૫ | ૪ | સ્થળ | સ્થૂળ |
| ,, | ૫ | અન્મય | અન્નમય |
| ,, | ,, | શરીરે | શરીરનો |
| ,, | ૧૦ | શરીરનો | શરીરના |
| ૧૫ | ૨૫ | દરી | ફરી |
| ,, | ૨૯ | પૂર્વં | પૂર્વે |
| ૧૬ | ૧ | પતીત | પ્રતીત |
| ,, | ૧૩ | પ્રાજ્ઞના | પ્રાજ્ઞતા |
| ,, | ૧૭ | પમાર્થ | પરમાર્થ |
| ,, | ૨૪ | વિશ્વવનો | વિશ્વનો |
| ૧૭ | ૧ | ગભ | ગર્ભ |
| ,, | ૨ | શુક્ષ્મ | સુક્ષ્મ |
| ,, | ૮ | અંગ | સંગ |
| ,, | ૨૩ | અસ્થિત્વ | અસ્તિત્વ |
| ૧૮ | ૮ | વિગેરેના ઇશ્વરના | વિગેરેનાં ઇશ્વરનાં |
| ,, | ૧૦ | જનોને | જનોની |
| ,, | ૧૧ | વૃત્તિ | પ્રવૃત્તિ |
| ,, | ૧૬ | કરવો | કરવાં |
| ,, | ૨૫ | તો | તોપણુ |
| ,, | ૩૦ | તો | તે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ,, | જે | જો |
| ૧૯ | ૨ | વાં | વં |
| ૧૯ | ૩ | તો | તાં |
| ,, | ૪ | દુરવિષય | દુર્વિષય |
| ,, | ,, | આશક્ત | આસક્ત |
| ,, | ૯ | કે | કષ્ |
| ,, | ૧૧ | શ્રષ્ટા | સૃષ્ટી |
| ,, | ૨૩ | ઉઘાડ | ઉઘડ |
| ૨૦ | ૧૦ | લક્ષ રાખતાં | લક્ષ ન રાખતાં |
| ,, | ૨૨ | ધર્મ | પરમ |
| ૨૧ | ૧૨ | ચારણા | ચાલણા |
| ૨૨ | ૩ | અનાદાર | અનાદર |
| ,, | ૨૪ | કાંઇ | કોઇ |
| ૨૩ | ૭ | ભૂષણ | ભૂષણ |
| ૨૪ | ૧૮ | કીટપું | કીટ |
| ,, | ૨૭ | સ્વપનું | સ્વભાવનું |
| ,, | ૨૯ | વણ | પણ |
| ૨૫ | ૧૮ | આંશે | અંશે |
| ,, | ૨૧ | અસીય | અસીમ |
| ૨૬ | ૧, ૨૧ | સારાંશ | સારાંશ |
| ,, | ૧૮ | જેનું | જંતુ |
| ,, | ૨૫ | સાંજ્ઞા | સંજ્ઞા |
| ૨૭ | ૧૪, ૧૫ | અજન, સ્રજન | સજન |
| ,, | ૧૬ | સ્ફુટ | સ્ફુટ |
| ૨૯ | ૧૪ | પારજન | પાર્જન |
| ,, | ૨૮ | અહિક | ઐહિક |
| ૩૦ | ૫ | આત્માને | આત્માની |
| ,, | ૯, ૧૧ | શ્રષ્ટા | સ્રષ્ટા |
| ૩૧ | ૨૪ | આત્મ | આત્મા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ,, | અને | એને |
| ,, | ૨૯ | પ્રમાણુ | પરમાણુ |
| ૩૨ | ૧૪ | પ્રદર્શિતિ | પ્રદર્શિત |
| ૩૨ | ૧૬ | અહિક | ઐહિક |
| ,, | ૧૭ | સમ | શમ |
| ,, | ૨૧ | ક્રિયા | ક્રિય |
| ,, | ૨૨ | ચય | ક્ષય |
| ,, | ૨૪ | સ્વતા: | સ્વત: |
| ,, | ૩૦ | મગતા | મગનતા |
| ૩૬ | ૧૫ | શુદ્ધસીત, | શુદ્ધચિત્ત, |
| ૩૭ | ૧૦ | પેકી | પૈકી |
| ,, | ૨૭ | પરન:ર | પરનારી |
| ૩૮ | ૨૧ | પાસેથા | પાસેથી |
| ૪૨ | ૮ | કહેવત ૨૩૦ મી. | આને બદલે નીચે મુજબ પણ ચાલશે. |

રવિ શશી મંગળ બુધ ગુરૂ, ભાર્ગવશની પ્રયાણુ,[1]
દર્પણુ ચંદન ધાન્યને,[2] રાઇ ગોળ દધી આણુ.[3]
વાવડીંગ સહુ સાતજો, અનુક્રમે વપરાય,
નવનિધ પામી આવશે, બને રંક તે રાય.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪ | ૨ | સિચતુરાઈ | ચતુરાઇ |
| ૪૫ | ૨૦ | કૃપા | કૂપા |
| ,, | ૨૮ | છતા | ચતા |
| ૪૬ | ૩ | કીવા | કિંવા |
| ,, | ,, | કેટલાં | કેટલાંક |
| ,, | ,, | પોતાના | પોતાનું |
| ,, | ૪ | તરહે | તરેહ |
| ,, | ,, | આઉધો | આયુધો |
| ,, | ૬ | પરીયંત | પર્યંત |

---

૧ પ્રયાણુ=ગાંમ જવું તે, ૨ ધાન્ય=ધાણા, ૩ આણુ=લાવજો.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬ | ૧૪ | મહતત્વો | મહત્તત્વે |
| ,, | ૧૭ | ઉદ્દેસ | ઉદ્દેશ |
| ,, | ૨૨ | ઇત્યાદિઓ | ઇત્યાદિ |
| ,, | ૨૬ | ત્રમી | તૃમી |
| ૪૭ | ૧૨ | એ બીજું | બીજું |
| ,, | ૧૪ | પુત્ર | મૂત્ર |
| ૪૮ | ૧૮ | સાર્વોભોમ | સાર્વભૌમ |
| ,, | ,, | હતી | હોતી |
| ૪૯ | ૧૬ | ભાશે | ભાસે |
| ,, | ૧૯ | શુદ | શર |
| ,, | ૨૫ | એટલું બધું પાપ | એટલો બધો વ્યાપ |
| ,, | ૨૮ | ખટપટો | ખટપટોને |
| ૫૦ | ૯ | શં | સં |
| ,, | ૧૫ | ધકેલવાની | ધકેલવાનો |
| ,, | ૧૬ | ગ | ગે |
| ,, | ૨૩ | સચીત્ય | સચિન્ત્ય |
| ૫૧ | ૨ | વિશ્વામત્ર | વિશ્વામિત્ર |
| ,, | ,, | તવો વિષ્ટ | તપો નિષ્ઠ |
| ,, | ,, | ત્રીકાલકૃમ | ત્રિકાલજ્ઞ, વ |
| ,, | ૧૨ | અને તેઓ | અને |
| ,, | ૨૪ | માષ્ટાન્નો | મિષ્ટાન્નો |
| ૫૨ | ૧૦ | જેને | જેતે |
| ,, | ૧૫ | શીવાય | સિવાય |
| ૫૩ | ૨ | દામ | રામ |
| ,, | ૩ | માયાકાર | રામાકાર |
| ,, | ૩–૪ | સબાહ્યઆજવતંયી | સબાહ્યાભ્યન્તર |
| ,, | ૨૦ | કાયાર્થે | કાર્યાર્થે |
| ૫૪ | ૩, ૫ | રસીયો | ઋષિઓ |
| ,, | ૯, ૧૦ | અપેલીકા | અમેરિકા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૧ | ધર્મીય | ધર્મીય |
| ,, | ૧૫ | કૃ'ણ | કૃષ્ણ |
| ,, | ૨૬ | દેખતો | દેખાતો |
| ,, | ૨૮ | છએ | છીએ |
| ૫૫ | ૧ | પક્ષાદિ | પક્ષીઆદિ |
| ,, | ૧૬ | આચારણ | આચરણ |
| ,, | ૧૮ | નમૃતા | નમ્રતા |
| ,, | ૨૫ | પદાર્થનું | પદાર્થ તુચ્છ |
| ૫૬ | ૩ | પાકો | તેલીઓ. |
| ,, | ૧૬ | બસેર | બે |
| ૫૭ | ૫ | આવશે | આપશે |



# પ્રસ્તાવના.



આ ગ્રંથમાં જેજે હકીકત દાખલ કરેલી છે તે કાંઇ ફકત માન મેળવવા અથવા શ્રેષ્ટપણું બતાવવાના હેતુથી છે એમ કોઇએ પણ સમજવું નહીં, પરંતુ સર્વ મનુષ્યોનો ધર્મ છે કે સારમાં સાર જે વસ્તુ હોય તે કરવી. એ પ્રમાણે આખા જગતમાં શોધ કરતાં તથા મન શકિતથી વિચાર કરતાં સાર વસ્તુ ઇશ્વરનું ગ્નાન જણાયું તેથી તે ઉપર મન લગાવી હમેશ મનન થવાને વાસ્તે આ હકીકતનો સમુચ્ચ કરેલો છે. આખા જગતમાં જોઇએ છીએ તો કેટલાક લોકો પોતાની આંખમાંનું રહેલું મુસળું નહીં દેખતાં બીજાની આંખમાં તરખલું દેખે છે અને લાગલાજ સામા માણુસની નિંદા કરવા માંડે છે એનું કારણતો એટલુંજ જણાય છે કે માયાના વિકારમાં ગરક થવાથી ખરી વાતની સમજણ તેમને પડતી નથી. ખરેખરો વિચાર કરીએતો દરેક મનુષ્યે વિચાર કરવો જોઇએ કે પોતાના ગામની હકીકત જાણ્યા શીવાય પરગામની હકીકત જાણવી એ બરોબર રીતે થશે નહીં. કેવી રીતે કે કોઇ માણુસને એમ પુછીએ કે તારૂં તથા તારા બાપનું નામ શું? તથા તું કયા શેહેરમાં કઇ પોળમાં રહે છે? ત્યારે જો જવાબ આપે કે મારૂં તથા મારા બાપનું નામ તથા ગામ વ. ઠામ ઠેકાણાની મને ખબર નથી ત્યારે સઘળા લોકો એમજ કહેકની કે આ માણુસ પોતાના ગામની તથા બાપના નામ ઠામની હકીકત જાણતો નથી. તો એને બીજી જગ્યા આથમ્યાની શી ખબર હશે? ઉપર બતાવેલું એતો એક દષ્ટાંત છે. પરંતુ એનો સિદ્ધાંત એ છે કે, હું તે કોણ? હું શી રીતે પેદા થયો? તથા મને પેદા કરનાર કોણ? અને મને પેદા કરવાનું કારણ શું? તથા તે પેદા કરનાર કેવા હશે? તથા હું ક્યાંથી આવ્યો? ને હવે ક્યાં જવાનોછું? અને જ્યાં જવાનોછું ત્યાં સાથે શી શી સામગ્રી લેઇ જવી જોઇએ વીગેરે વિષે જેના મનમાં વિચાર પણ આવ્યો નથી. એ માણુસો કેવા હશે? ઉપરના પોતાના બાપના નામ ગામ ઠામની જેને ખબર નથી તેવા તે માણુસો હોવા જોઇએ. પછી તેઓ ગમે તેવા હુંશીઆર કાયદા કાનુન જાણુ-

વાવાળા તથા કદાપી દરિયામાં જોડા પેહેરીને ચાલે તેવા કળાવાન હોય, તો પણ એ તેમના બધાં પરાક્રમ વ્યર્થ છે. માટે આ લઘુગ્રંથ તે હકીકત સર્વ સજ્જનોને જાણવા સારૂ પ્રસિદ્ધ કર્યો છે. હું, કોણ, કયાંથી, આવ્યો અત્રે મારૂં કર્તવ્ય કર્મ શું છે. હવે જવાનો ક્યાં એ વિગેરે ઉપર બતાવેલી બાબતો જાણવી. એ દરેક મનુષ્યનું મૂખ્ય કર્તવ્ય કર્મ છે એમ લાગે છે હવે આ જગતમાં ઊત્તમ એટલે શ્રેષ્ઠ કામ સર્વ માણસોએ કરવું જોઇએ માટે પ્રશ્ન ઊઠે છે કે, ઊત્તમ ક્રિયા કેઇ? તેનો જવાબ એટલો જ કે નિવૃત્ત થાઓ. હવે નિવૃત્ત થાઓ એટલે શું ? તો કે, લય પામવો તે એવી રીતે નાશ કરવો કે ફરીથી પેદા થાય નહીં તે એવી રીતે કે નવ તત્વોનો જે વાસના લીંગ દેહ તેનો વાસનાનો લય કરવો, સવાલ કે નવ તત્વોનો લીંગ દેહ કયો. તે નવ તત્વ કીયાં, કીયાં ? જવાબ કે ચાર અંતઃકરણ ને પાંચ ગ્નાનેદ્રિયો એ મળીને નવ તત્ત્વ થયાં. સવાલ ચાર અંતઃકરણ કીયાં કીયાં ? જવાબ કે મન, બુદ્ધિ, ચિત્ત, ને અહંકાર, આ ચાર અંતઃકરણ થયાં. પણ પાંચ તન માત્રા એટલે શું ? ઉત્તર કે ઇંદ્રિઓ વગર સાંભળવાનું, સ્વાદ જાણવાનું, ગંધ જાણવાનું, રૂપનું અને સ્પર્શનું જેથી ગ્નાન થાય છે. તેને પાંચ તન માત્રા કહે છે. જ્યારે વાસના લીંગ દેહને નવ તત્ત્વ છે ત્યારે આ સ્થુળ દેહને કેટલાં તત્ત્વ હશે ? આ સ્થુળ દેહને વાસના લીંગ વડે કરીને તેર તત્ત્વ છે. માટે આ જગોએ વાસના લીંગ દેહનો સ્થુળ દેહમાં સમાસ કરીને કહેવામાં આવે છે કે, પચીશ, પચીસમી, માયાને છવીસમો પરમાત્મા આ સીવાય દુનિઆમાં બીજી કંઇ વસ્તુ નથી થોડી બુદ્ધિવાળા લોકો હાલતું ચાલતું શરીર બંધ થઇ જાય છે તેથી માને છે કે એ આત્મા મરી ગયો પણ આત્મા કંઇ મરતો નથી. ભગવત ગિતાના બીજા અધ્યાયમાં શ્રી ભગવાને અર્જુનને કહેલું છે કે જેમ મનુષ્ય જૂનાં લુગડાં ઉતારીને નવાં ધારણ કરે છે તેવી રીતે આત્મા આ જૂના દેહનો ત્યાગ કરીને નવો દેહ ધારણ કરે છે. વળી એ આત્મા કેવો છે, શસ્ત્ર વડે છેદાઇ શકાતો નથી. દેવતાથી બાળી શકાતો નથી, અને વાયુથી શુકાતો પણ નથી. માટે આત્મા તો સદા નિત્ય છે આદી અનાદી છે. ને વસ્તુ ઊત્પન્ન થઇ હોય તેજ લય પામે. આત્માના વિષે એવો કંઇ એક સંબંધ નથી.




છેલ્લે ચતુર્દશ ભૂવનમાં પ્રાણી ઊત્પન્ન થાય છે તે વખત એને જાણવાની ઘણીજ અસંખ્ય બાબતો છે. તેનો પાર આવે તેવો નથી માટે પોતાના આત્માના કલ્યાણાર્થની વાત વિચારવી જોઇએ. આજના સભામાં જે સારા વિદ્વાન ગૃહસ્થો પોતાના અમૂલ્ય વખતનો લાભ લેવા આતુરતાથી ઊતસુક્ત જણાય છે. તે સર્વ સજ્જનોને માનપૂર્વક નમન કરી આ તત્વજ્ઞાન સંબંધનો નાનો ગ્રંથ તેઓ સાહેબની શેવામાં મૂકવા રજા માગુછું. આ નાનો ગ્રંથ તત્વજ્ઞાન સંબંધી છે. આ ગ્રંથ જોતાં, પહેલાં તત્વજ્ઞાન સંબંધે પૂર્વના સંબંધમાં કેટલું માન હતું. તથા તે જ્ઞાન કોણે કેવી રીતે કેટલે દરજ્જે પ્રાપ્ત કરેલું તેને માટે ઘણા લોકોના કેવા અભીપ્રાય થએલ છે તે પ્રસ્તાવના તરીકે સુચના કરી ગ્રંથ સરૂ કરવો તે વધારે અસરકારક

થશે એમ ધારી થોડીક સુચના કરવામાં સદ્‌ગૃહસ્થોનો વખત લેવા જરૂર છે. તો આશા છે કે સઘળો ગ્રંથ શાંત પણે મનન કરી તથા તે ઉપર પોતાનો જે કંઇ અભિપ્રાય બંધાય તે પ્રમાણે ગુણ ગ્રહણ કરશો. ઇશ્વરના પૂર્ણ કૃપાથી અને જગતના આઘાત પ્રત્યાઘાતના નિયમથી આપણે આર્ય લોકો હાલ આપણા બરબરાટી ભરેલા રાજ્ય કર્તાઓના આધાર અને સત્તા નિચે સુધરેલી મંડળીના પેંગડામાં પગ મૂકવાને અને આપણી પુર્વની સ્થિતિએ પહોચવાને પ્રયત્ન કરવા મંડયા છીએ. આપણી જન્મ ભુમી ભરતખંડ જે સ્વતંત્રતાને તત્વજ્ઞાનનું ક્ષેત્ર હતું ને જેને પુર્વ પશ્ચિમતરફના જે તમામ લોકોએ અતિ તેજસ્વી એમ કબુલ કરેલી છે. તે આપણી જન્મભૂમી હાલ સેંકડો વર્ષથી પડતી સ્થિતિમાં રહેલી હવે પુનાંઃ ઊંચું ડોકુ કરવા મંડે છે ને તે ઘણું કરીને અગાઊના કરતાં પણ વધારે સારો યશ પ્રાપ્ત કરે તેમ છે. આ આપણી આર્યભૂમીએ કળા કૌશલ્ય શાસ્ત્ર, વિદ્યા, જ્ઞાન, અને સુજ્ઞતા સંબંધી સર્વથી ઊંચ છે એમ અનેક જૂના ઇતિહાસ કર્તાઓના સમંતથી સિદ્ધ થયું છે. યુરોપખંડમાં મોટામાં મોટી બે પ્રજા છે એક ફ્રાન્સ ને બીજુ જર્મની તેમાં હિંદુસ્તાન જેવો પૂર્વને માટે વખાણાયલો છે, તેવો જર્મની પશ્ચિમને માટે વખાણાયલો છે. તો આ આબરૂ અને પ્રતિષ્ઠાઓને યોગ્ય થવાને આપણે શું ઇચ્છવું ન જોઇએ ?

૧ જેમ હાલ યુરોપમાં જર્મની જેવી સ્થિતિમાં છે. તેવી એશીયામાં આપણી આર્ય ભૂમી સ્થિતિમાં હોવી જોઇએ એમ આપણે શું ઇચ્છવું ન જોઇએ. ? અલબત ઇચ્છવુંજ જોઇએ. મોટા મોટા ઇતિહાસ કર્તા જેવા કે ડાક્ટર ડબ્લ્યુ રોબરસ્ટન, વીગેરે એઓ હિંદુસ્તાન વિષે જૂના ઇતિહાસ કરતાં પોતાના રિમાર્કમાં લખે છે કે તેઓને તેમજ તમામ લોકોને સર્વ કળા, કૌશલ્યની બાબતો હિંદુસ્તાનમાંથીજ મળેલી છે અને તે ઉઘાડી રીતે જાહેર કરે છે કે હિંદુસ્તાનના વાસીઓ પૂર્વે ફક્ત વધારે સુધરેલા હતા એટલુંજ નહીં પરંતુ વિદ્વતામાં બીજી હરકોઇ પ્રજા કરતાં વધારે ગતિમાં હતા.

૨ યુરોપનો એક સદ્‌ગૃહસ્થ સર વુલીયમ જોન્સ પોતાના પુસ્તક નંબર ૧ ના પાન ૧૨૦–૧૨૫ અને ૧૨૭ માં લખે છે કે યુરોપના મોટા વિદ્વાન સદ્‌ગૃહસ્થો જેવા કે પીથો ગોરાસ અને પ્લેટો વિગેરેઓએ પોતાનાં ગંભીર તર્ક શાસ્ત્ર હિંદુસ્તાનના મહાન્ વિદ્વાનોના સમુદ્રમાંથી જ-

તારી લીધેલ હશે એમ માન્યા સીવાય ચાલતું નથી. કારણ વેદાંત અને તેની અંદરના દ્રષ્ટાંતોની અનેક સુંદર રચનાઓ વાંચવી તથા સમજી શકવી ઘણી મુશ્કેલ છે.

૩ એક સદગૃહસ્થ સર ફ્રેડ્રીકવાન કરીને યુરોપનો વિદ્વાન પોતાના હિંદુસ્તાનની બાષા અને વિદ્યા તથા તત્વજ્ઞાન સંબંધીના રચેલા ગ્રંથમાં બીજા પુસ્તકમાં ખાતરી કરે છે કે તમામ આશ્ચર્યકારક નવા શોધો છે. તે મૂખ્ય કરી હિંદુસ્તાનમાં બનેલા છે જે શોધો બતાવે છે કે જૂના વખતમાં આપણા આર્ય લોકોની ગતિ ઘણે દરજ્જે હતી એમ સ્પષ્ટતાથી કહેવું જોઈએ. જૂઓ બારતાદીક પૂરાણો વીગેરે કે પૂર્વ દિશા તરફના આપણા આર્ય લોકો ઇશ્વર સંબંધી અગાઊ કેટલું જ્ઞાન ધરાવતા હતા. તેઓના સઘળા ગ્રંથો ઊમદા સ્વચ્છ અને મોટા વિશાલ અભીપ્રાયોથી બરપૂર હતા. અને હાલ પણ છે શોધકોને સુલબ રીતે મળી આવે છે.

૪ એક વિકટોર જોન ફ્રાન્સનો એક મોટો તત્વવેત્તા જેણે સન ૧૮૨૮–૨૯ માં પારીસ શહેરમાં સુમારે બે હજાર સદ્ગૃહસ્થોની સભામાં લેકચર આપ્યું તેમાં પોતે બતાવ્યું છે કે પૂર્વ તરફના કાવ્ય અને તત્વજ્ઞાનના પુસ્તકો આપણે લક્ષ લઇ વાંચીએ તો માલમ પડે છે કે તે તરફ એટલી તો વિદ્વતા અને વિશાલ સત્ય વિચાર છે કે તેની આગલ તમામ યુરોપની બુદ્ધિ ચાલી શકિત નથી અને તે વિદ્યાને તથા તત્વજ્ઞાનને ઇશ્વરને આપવાં ઘટે તેટલાં માન આપીએ છીએ."

૫ ડાકટર મેક્ષમ્યુલર જે હાલ સંસ્કૃત વિદ્યાના પ્રોફેસર ગણાય છે તે સદ્ગૃહસ્થ પોતાના, સંસ્કૃતની જૂની વિદ્યાના સંબંધમાં નીચેના ઇતિહાસમાં લખે છે. (આર્ય લોકો એ તત્વવેત્તા પ્રજા હતી આ પ્રમાણે અનેક દાખલાઓ છે આતો પરમૂલકના લોકના અભીપ્રાય પ્રમાણેના કહેલા છે. તો તે બાબત આપણા જે સ્વદેશીમાંના અભીપ્રાય તો જોઇએ તેટલા મળી આવશે. કાળ અને સ્થળ સંકોચને લીધે આ જગાએ દાખલ કરવા દુરસ્ત ધારતો નથી કારણ મૂળ ગ્રંથ મોટો છે એટલે તે વાંચવા તરફ સજ્જન વાંચનારનું લક્ષ લાગી રહેલ હશે માટે હવે ગ્રંથ છે તે સરૂકરૂંછું માટે વાંચનારનું લક્ષ તે તરફ જવું જોઇએ.



# वेदांतविचार

अने

# परचुरण प्रबोध.

મંગળા ચરણ.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ભોમ, ભવ, હું, અંભોનિધિસાર હું,
કોટી ઇન્દુ પ્રકાશ, તેજ, ગતિ હું, નક્ષત્ર આધાર હું;
ઉર્વી, પાવક, નીર, વાયુ, નભ, હું, માયા સ્વરૂપે રહું,
સર્વાત્મા, સર્વેશ, વ્યાપ્ત સઘળે, તેથી હું કોને નમું ?

## तत्वज्ञान.

સર્વ વિદ્યાનું શિખર તત્વજ્ઞાન છે. અનેક શાસ્ત્ર ને કળાથી મનુષ્યનું મન સંસ્કારિ થઇ તે ઉત્તમોત્તમ જ્ઞાન ગ્રહણ કરવા પાત્ર થાય છે તેથી શાસ્ત્ર ને કળાઓ એ સાધન છે અને જ્ઞાન એ સાધ્ય છે અને જ્ઞાનજ સુખદાતા છે.

૧. આપણા ભરતખંડનું એ ઉત્તમ જ્ઞાન આ જગતના યુરોપાદિ ખંડ જે આજે કેટલાંક શાસ્ત્રો અને કળાઓમાં આપણાથી અગ્રેસર છે અને આપણા ઉપર સંસારની સમૃધ્ધિમાં શ્રેષ્ઠતા ભોગવે છે તે જ્યારે છેક અજ્ઞાન અવસ્થામાં હતા ત્યારથી તે આજ સુધી પશ્ચાત પડયું નથી. આપણા લોકનો ઉજવલ ઉત્તમ અને અમર યશ આપણા મહાજ્ઞાનિ પૂર્વજોએ એવો તો શિખર ઉપર લાવી મૂકયો છે કે તેની તુલના આજે દેશકાલ ઘણા પ્રકારે ફરી જતાં તથા અનેક અસાધારણ અદ્ભૂત સાધનો વધતાં પણ હજી કોઈ દેશના લોક બરોબરી કરી શકતા નથી એમ કહીએ તો ચાલે. યુરોપના કેટલાક અગ્રેસર ગુણજ્ઞ પંડિતો ભરતખંડના તત્વજ્ઞાનીના અલૌકિક ઉત્તમ વિચાર આગળ હજી માનપૂર્વક નમે છે એ વાત કંઇ થોડી ઘણી

અભિમાનંદ અને સંતોષકારક નથી પણ આપણા અપ્રતિમ પૂર્વજોના અમર યશ પીને દ્રષ્ટિ પાછી વાળતાં આપણી અવસ્થા સામું જુએ છે ત્યાં શું પરિણામ થાય છે કે જ્યાં અભિમાન ને સંતોષ ક્ષણવાર આવ્યાં હતાં ત્યાં અપમાન, ભ્રષ્ટતા, પતિતતા, અને તત્જન્ય ખેદ આવી સર્વ છાઈ નાંખે છે. સમજુઓ જેઓ પરંપરા વિચાર કરી શકે છે તેઓ તો મૂર્છિત થઈ જાય છે. આતે કેવી વિષમ અવસ્થા, વેળા વીતતાં કાળે કરેલા પટને તો દુર કરવાનું તો રહ્યું, પણ, પટાન્તરમાં, મહા મૂલ્યવાન, સુખદ પદાર્થ છે એટલું જાણવાનું પણ ભાન નહીં એ ઓછી સંતાપકારક વાત નથી; પરંતુ એથી પણ વધારે સંતાપકારક વાત એ છે કે જે વાત ધ્યાનમાં નથી આવતી તે આપણે ધિક્કારતાં શીખ્યા એટલે તે પંથે જઇ તે પામવાની આશા નહીં; એમ થયાથી ગાંડા ધુમે છે તેમ આપણેજ કપાળે આપણે અજ્ઞાનદર્શક ચિન્હ ચોડી આપણે વીલે મોંડે વલવલતા અને અવેરા થઇ વલખાં મારવા માંડયાં, તેથી સર્વ, સમજુઓની દયાને પાત્ર થઈ ગયા. તિરસ્કાર પામ્યા અને છતે ધને રંક થઈ પડયા; પરંતુ સાક્ષી વિના સિદ્ધ થાય એવા સ્વપ્રકાશી પદાર્થ ઝાઝી વાર છવાયા રહેતા નથી, આપણે વિમુખ અને અંધવત્ થયા પરંતુ દેખતા લોકોએ તો દુરથી પણ પ્રકાશ વર્ત્યો અને દૂરદર્શક યંત્રવડે જોતા ન હોય તેમ આપણા પૂર્વજોએ મહીમા જોયો અને તેના ગુણ ગાઈ આપણા ભ્રષ્ઠ પુત્રોને સચેત કર્યા. કાંતો એમ થયુ અથવા તો સૃષ્ટિના આઘાત પ્રત્યાઘાતના નિયમ લાગુ પડયા. ગમે તેમ થયુ પણ આપણા દેશનો ઉત્થાનકાળ સમિપ આવ્યો છે એમ સ્પષ્ટ જણાય છે, અને યથેચ્છ ઉન્નતિ થવી એ હવે આપણા અને આપણી પ્રજાના હાથમાં છે, એમ પ્રત્યક્ષ છે. વિદ્યા, વિચાર, અને વિવેકમાં, વધીશું તેમ તેમ સર્વ પ્રકારની ઉન્નતિમાં માનસિક, સંસારિક, અને રાજકીય, તેમજ, ધાર્મિકમાં વધીશું. એજ સાધનથી આપણો દેશ એક વેળા સર્વોપરી હતો અને તેજ સાધનથી હવે પાછો નવા દેશ કાલને અનુસરીને

તેવા પ્રકારની વધતી ઊન્નતિને પામશે, પણ એ બધું આપણા યોગ્ય પૂર્વજોના, આપણે સુપાત્ર પુત્ર નીવડીશું તોજ. આપણા મહાત્મા પૂર્વજોએ અનેક વિષયો ઉપર વિચાર કરી તેમનું નીરોપણ કર્યું છે. માર્ગ અને સાધનો અનેક હોય છે પણ સાધ્ય કરવાની વસ્તુઓતો ગણત્રિનીજ હોય છે. સાધ્યનું પણ સાધ્ય તત્વજ્ઞાન છે. દેશ કાળ ફરેથી માર્ગ અને સાધનોનો સુધારો વધારો થવો જોઇએ એમ થયું છે. આપણા પૂર્વજોએ જે સાધનો અને જે માર્ગનો ઉપયોગ કરેલો તેમાં મધ્યકાળમાં (આ પૃથ્વિ ઉપર આપણા સ્થિર રહ્યાથી પશ્ચાતગામી થયા તેથી) પરદેશી લોકોએ સુધારો વધારો ઘણો કર્યો છે તે સાધનોને સમજી તેનો ઉપયોગ કરવો એ અગત્યનું છે પરંતુ સાધ્યનું જે શિખર અધ્યાત્મજ્ઞાન છે તે સત્ય હોવાથી સર્વોપરી રહે છે. આપણા દેશમાં એ સર્વોપરી જ્ઞાન સંપાદન કરવા ઘણા માર્ગ હતા એમ જણાય છે. પણ મુખ્ય ષદ્શાસ્ત્ર અને તેના પણ સંક્ષેપ કરતાં મુખ્ય ત્રણ વર્ગ થાય છે. ૧ સાંખ્યયોગ ૨ ન્યાયવૈશેષિક ૩ પૂર્વ ઉત્તર મિમાંસા. જે હાલ બ્રહ્મવિદ્યાનું શિરોબીંદુ છે. શિવ શક્તિ આદિનાં અસંખ્ય નામ રૂપના અનેક ગ્રંથો ચાલે છે જેનો મત ભેદ થયાથી અને બહુ કરીને અજ્ઞાન વધ્યાથી સ્વાર્થિ લોકોએ વાડા બાંધી તેમાં બકરાં એકઠાં કીધા જેવું છે. તેની સંખ્યા વધી જઈ મૂળ વાત લોકો વીસરી ગયા છે એ ખરૂં છે. પણ વિદ્યાનો પ્રકાશ થયાથી એ અંધકારનો અનાયાસે નાશ થવાનો છે. અને ભરતખંડના આર્ય લોકોનો વર્ણાશ્રમવાળો એકજ વેદ ધર્મ છે તે દીપી નીકળવા લાગ્યો છે, તેનો શિરોભાગ ઉપનિષદો છે. તેમાં જે પુરૂષાર્થ કહ્યા છે તે સર્વોપરી અને ઉચ્ચ હોવાથી તેને પામવામાં સમર્થ પુરૂષોએ જુદા જુદા માર્ગ શોધ્યા છે. આજ સુધીમાં અધિક ભાગમાં મહાત્માઓએ તે સ્વીકાર કરવા ઉપરથી તથા નિર્ભયપણે પ્રસિદ્ધ થઇ દેશ પરદેશના પંડિતોની કસોટીએ ચડ્યાથી પણ ખોટા જણાયો નથી એ ઉપરથી અનુમાન કરી જોતાં ઉત્તરમિમાંસનો માર્ગ, પર્મધામ, અગમ-

ભૂમી, અથવા ઊત્તમ સ્થાન પર્યંતનો જણાય છે. મૂલ્ય આ-
પ્યા વિના વસ્તુ મળતી નથી જેમ વસ્તુ ઉચ્ચ તેમ મૂલ્ય ભા-
રે, પ્રાણિમાત્ર જન્મથી તે મરણ પર્યંત જે જે સહે છે, કરે છે,
ને ઇચ્છે છે, અને સંક્ષેપમાં જેની પ્રાપ્તિ સારૂ પ્રાણી પોતા-
નું જીવન દુ:ખથી વીંધાઇ ગયા છતાં પણ ધારણ કરી રહે છે
તે પદાર્થ સુખ છે, એમ વિચાર કરનાર સર્વ તત્કાલ કહી શ-
કશે. સુખ જીવનનું પણ જીવન છે. સુખની આશાનો પરિપૂ-
ર્ણ નાશ થયે મનુષ્યને જીવવુ ઝેર જેવું લાગે છે અને દેહનો
ત્યાગ કરે છે એવું જે સુખ તેને સંપાદન કરવા પ્રાણિમાત્ર
સર્વ પ્રકારે શ્રમ કરે છે પણ એ વિશ્વાસદર્શક વસ્તુ એવી તો
ઉચ્ચ છે કે તેની ઝાંખી પણ થોડાને જ થાય છે માત્ર તેની
છાયામાંજ આ જગતનાં મનુષ્ય પ્રાણી બાચકા ભરે છે. પણ
પાછા હાથ ખાલીના ખાલી દેખે છે કોઇ વીરલ ભાગ્યશાળી
મહાત્માઓ મહા પ્રયત્નથી એ માર્ગે જવાને પાત્ર થાય છે. તેનાં
અવશ્ય મુખ્ય સાધન-વિદ્યા, વિચાર, વિરાગ, ષડ્સંપત્તિ અને
મુમુક્ષતા છે. વિદ્યા આવ્યાથીજ આપણું અંધલ જાય છે. પ્ર-
કાશ જોવાને વિદ્યા આપણને સમર્થ કરે છે એટલે વિચાર
કરી ખરા માર્ગ ઉપર વળવાનું બની શકે છે. માર્ગના મુખ
આગળ આવતાંજ વિવેક વિચાર સાધન સંપાદન કરવાં અ-
વશ્ય છે તે ચાર સાધન કિયાંકિયાં તેનાં નામ નીચે આપ્યાં છે.

૧. વિવેક ૨. વિરાગ ૩. શમદમાદિ ષડ સંપત્તિ અને ૪.
મુમુક્ષતા.

## વિવેક.

વિવેક—આત્મા અવિનાશી એટલે નાશરહિત છે તથા
અચળ એટલે ક્રિયા રહિત છે અને જગત આત્માથી પ્ર-
તિકુળ એટલે વિપરીત સ્વભાવવાળુ અર્થાત્ જગત વિ-
નાશી અને ચળ છે. એવું જે જ્ઞાન દૃઢ થવું તેનું નામ વિવેક
અને તે વિવેક સર્વ સાધનનું મૂળ છે, કારણ કે પ્રથમ વિવેક
હોયતો વિરાગ આદિ લઇને તે ઉત્તર સાધન હોય છે. માટે

વિરાગ શમદમાદિ ષડ્સંપત્તિ અને મુમુક્ષતા એમનો વિવેક એ હેતુ છે અને વિવેક એજ પ્રથમ પાયો તત્વજ્ઞાનનો છે.

## વિરાગ.

વિરાગ—બ્રહ્મલોક સુધીના ભોગ તણો પણ ત્યાગ એને વેદ અને જ્ઞાનિ મુનિઓ વિરાગ કહે છે. અને તે તત્વજ્ઞાનનું બીજું સાધન છે.

## શમદમાદિ ષડ્સંપત્તિ.

શમદમાદિ ષડ્સંપત્તિ—શમ, દમ, વિગેરે છ સંપત્તિઓ મળીને તત્વજ્ઞાનનો ત્રીજો પાયો બને છે. એ સંપત્તિઓ છ છે. ૧ શમ, ૨ દમ, ૩ શ્રદ્ધા, ૪ સમાધાન, ૫ ઉપરામ, અને ૬ તિતિક્ષા. એ છ સંપત્તિનાં નામ છે. અને તે તત્વજ્ઞાનનો ત્રીજો પાયો છે.

શમ—એટલે વિષયથી મન રોકવુ એને જ્ઞાતા શમ કહે છે.

દમ—એટલે ઇંદ્રિય ગણને રોકવા.

શ્રદ્ધા—એટલે વેદ અને ગુરૂનાં વાકય સત્ય છે. એવો જે મનને વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા,

સમાધાન—એટલે એકાગ્ર ચિત રહી મનને કોઈપણ પ્રકારનું વિક્ષેપ ન રહે તેને સમાધાન કહે છે.

ઊપરામ—એટલે વિષયને વિષ્ટા સમ જાણી તેનાથી દૂર ભાગે તથા તેની ઇચ્છાનો પણ ભંગ કરે તેનું નામ ઉપરામ.

તિતિક્ષા—એટલે તાપ, શિત, ક્ષુધા, તૃષા, સુખદુઃખ એ સહન કરવાનો સ્વભાવ પાડવો એનું નામ સાધુ પુરૂષો તિતિક્ષા કહે છે.

## મુમુક્ષતા.

મુમુક્ષતા—અત્યંત કલેશ કે જેનું મૂળ કારણ અજ્ઞાન છે, તે સહિતની નિવૃતિ, અને પરમાનંદની, પ્રાપ્તિની ઈચ્છાનું નામ મુમુક્ષતા છે.

ઉપર પ્રમાણે વિવેક, વિરાગ, અને શમદમાદિ ષડ્સંપત્તિ અને મુમુક્ષતા, એ ચાર મુખ્ય અને શ્રવણ, મનન, અને નિ-

દિધ્યાસ એ ત્રણ, એમ સાત અને તત્પદ (એટલે ઈશ્વરપદનું) અને ત્વંપદ એટલે પોતાના પદનું શોધન એ નવ સાધન છે. તેનું જે અનિર્વાચ્ય પરિણામ તેનું નામ તત્વજ્ઞાન છે.

જીવને બંધ અને ઈશ્વરને મોક્ષ છે. અધીષ્ઠાન, વિષે આભાસને ભ્રાંતિથી પ્રતીત થાય છે માટે કેવળ આભાસમાં બંધ મોક્ષ છે તે વિષે, પણ, એટલો ભેદ છે કે જે આભાસમાં આવર્ણ છે તેને વિષે બંધ છે જે આભાસના સ્વરૂપનું આવર્ણ નથી તે મુક્ત છે. ઇશ્વરમાં આવર્ણ નથી માટે ઇશ્વર સદામુક્ત છે અને જીવ વિષે આવર્ણ છે તેથી તે બદ્ધ છે.-બદ્ધ એટલે બાંધેલો કેમકે જે અવિદ્યાના અંશમાં ચેતનના આભાસને જીવ કહ્યા તે અવિદ્યાનો સ્વભાવ આવર્ણ કરવાનો છે. યદ્યપિ, અવિદ્યા, અજ્ઞાન, અને માયા એકજ વસ્તુને કહે છે. તથાપિ શુદ્ધ સત્વગુણની પ્રધાનતાથી માયા કહીએ છીએ. અને મલિન સત્વગુણની પ્રધાનતાથી અજ્ઞાન અથવા અવિદ્યા કહીએ છીએ. રજોગુણ અને તમોગુણથી દબાયલો જે સત્વગુણ છે તેને મલિનસત્વગુણ કહીએ છીએ. વાસ્તે તમો ગુણ અને રજોગુણની અધિકતા હોવાથી અવિદ્યામાં જે જીવનાં આભાસ અંશ તેના સ્વરૂપનું અવિદ્યા આવર્ણ કરે છે. માટે જીવમાં બંધ છે. અને ઇશ્વરમાં નથી.

અધિષ્ઠાન ચેતન સહીત, જે, માયામાં આભાસ તે ઈશ્વર છે, તેને તત્પદનું વાચ્ય કહીએ છીએ. (એટલે શક્તિથી જણાય તે) અને કેવળ અધિષ્ઠાન ચેતન તત્પદનું લક્ષ્ય છે, (લક્ષણથી જણાય તે) જે ઇશ્વર છે, તેજ જગતની ઊત્પત્તિ, પાલન અને સંહારણ કરે છે, એમ સંપૂર્ણ શાસ્ત્રોમાં કહ્યું છે તેનો એવો અભિપ્રાય છે કે ચેતનઅંશતો આકાશની પેઠે અસંગ છે. અને આભાસઅંશ જગતની ઉત્પત્તિ આદિ કરે છે અને તેનેજ એટલે આભાસને વિષે સર્વજ્ઞતા છે. અને ભક્તજન ઉપર જે અનુગ્રહ (કૃપા) કરે છે તેપણ કેવળ આભાસ અંશ કરે છે અને જે કંઇ ઐશ્વર્ય છે. તે કેવળ આભાસમાં છે. ચૈતન અંશ એકરસ છે તેને વિષે સત્તા, સ્ફુરતી, દેવા વિના, બીજું ઐશ્વર્ય

બને નહીં. નાના પ્રકારનાં કામ અને કર્મ સહીત જે બુદ્ધિ છે, તેમાં જે ચેતનનુ પ્રતિબિંબ છે. તેને વિદ્વાન જ્ઞાની જનો જીવ કહે છે તે કેવળ પ્રતિબિંબ મળીને જીવ કહે છે એમ નથી પ- રંતુ જેમ ઘટાકાશ સહિત આકાશના પ્રતિબિંબને જલાકાશ ક- હે છે. તેમ સબિંબ એટલે બિંબ જે કુટસ્થ તે સહિત ચિદા ભાસને જીવ કહે છે. તેથી એ સિદ્ધાંન્ત થાય છે કે, બુદ્ધિમાં, જે ચીદાભાસ અને બુદ્ધિનું આધિષ્ટાન ચેતન, એ બેનુ નામ જીવ કહે છે. પૂર્વબિંબ, જે કુટસ્થ, તે કુટસ્થ સહિત આભા- સને જીવ કહ્યા, તેથી એવી પ્રતીતિ થાય છે કે, જે બુદ્ધિમાં પ્રતિબિંબ છે તે કુટસ્થનું છે, બહારના બ્રહ્મ ચેતનનું નથી. કે- મકે જેનું પ્રતિબિંબ હોય તેને બિંબ કહીએ છીએ તે કુટસ્થ તે બીંબ કહ્યો, એટલે તેનુ પ્રતિબિંબ છે એવી પ્રતિતી થાય છે. જેમ મહોટા લાલ પુષ્પો ઉપર મૂકેલો ધોળો સ્ફાટીક અ- ત્યંત ઊજવલ છે તેમ, બુદ્ધિ, પણ અત્યંત શુદ્ધ છે. કેમકે બુદ્ધિ સત્વગુણનું કાર્ય છે માટે કુટસ્થની ધમકનું નામ પ્રતિ- બિંબ છે.

અથવા, બ્રહ્મ ચેતનનું પ્રતિબિંબ છે. જેમ મહાકાશનું ઘ- ટના, જળમાં, પ્રતિબિંબ થાય છે. (ઘડાના) ભિતરના આકાશ- નુ નથી થતુ, કેમકે જેટલી ગંભિરતા જળ વિષે પ્રતીત થાય છે એટલી ગંભિરતા ભીતરના આકાશમાં છે નહીં તે ગંભિર- તા આકાશનું પ્રતિબિંબ છે. વાસ્તે તે બહારના (મહા) મહા- કાશનું પ્રતિબિંબ છે. કોઇ એમ કહેશે કે વ્યાપક ચેતનનું પ્ર- તિબિંબ બને નહીં, તે શંકા આકાશના દૃષ્ટાંતથી દૂર થાય છે, કેમકે આકાશ પણ વ્યાપક છે અને તેનુ પ્રતિબિંબ થાય છે તે- મ વ્યાપક ચેતનનું પણ પ્રતિબિંબ બને છે વળી જે કહે છે કે રૂપવાન પદાર્થનું રૂપવાન પદાર્થમાં, પ્રતિબિંબ થાય છે તે પ- ણ નિયમ નથી. કેમકે રૂપ રહિત શબ્દનો રૂપ રહિત આકાશ- માં પ્રતિબિંબ થાય છે. તેમ પૂર્વ કહી આવ્યા છીએ. એ મા- ટે ચેતનનું પ્રતિબિંબ બને છે. એ રીતે બુદ્ધિમાં આભાસ અને બુદ્ધિનું અધિષ્ટાન ચેતન આ બંનેનુ નામ એમ ક-

હું તે જીવ ત્વંપદનુ વાચ્ય કહીએ છીએ અને તેમાંથી ચીદા-ભાસનું ત્યાગ કરીને કેવળ જે કુટસ્થ છે. તેને ત્વંપદનુ લક્ષ્ય કહે છે. અને અહં શબ્દનું વાચ્ય પણ જીવ છે. કેવળ કુટસ્થ લક્ષ્ય છે. યદ્યપિ જીવ નામ ચીદાભાસને, કુટસ્થ, એ બંન્નેનું છે. તથાપી જીવપણાના જે ધર્મ છે, તે બધા આભાસ વિષે છે. પુન્યને પાપ અને પુન્ય પાપનાં ફળ સુખ દુ:ખ અને લોકાં-ન્તર વિષે ગમન અને આ લોકવિષે આગમન એ આદી લ-ઇને જે બધું તે આભાસસહિત બુદ્ધિ કરે છે. કુટસ્થ નથી ક-રતો. કુટસ્થ વિષે કેવળ ભ્રાન્તિથી ભ્રાન્તિ વાળાને પ્રતીત થાય છે તે ભ્રાન્તિથી પ્રતીત પણ બુદ્ધિ સહીત આભાસને થાય છે. કુ-ટસ્થને નથી થતુ. કેમકે કુટ જે લવારની એરણ એની પેઠે, સ્થ, નામ સ્થિર રહેનાર જે કુટસ્થ તેને નથી થતુ, કેમકે કુટ જે લ-વારની એરણ તેની પેઠે નિર્વિકાર રૂપે સ્થીત હોય તે કુટસ્થ કહીએ છીએ અથવા ઊકુટ એટલે મિથ્યાબુદ્ધિ અને ચીદાભા-સ તેમના વિષે અસંગરૂપથી સ્થિત હોય તેને કુટસ્થ કહીએ છીએ માટે કુટસ્થ વિષે ભ્રાન્તિ આદિક બને નહીં. ચીદાભા-સમાં બને છે.

## આત્મા વિષે જુદા જુદા મત.

૧ વીરોચન મતવાળા, સ્થૂલ, શરીરને, આત્મા કહે છે. કેટલાએક વિરોચન મતના, અનુયાયી સ્થૂલ શરીરરૂપ અનમય કોશનેજ આત્મા કહે છે અને એવી યુક્તિ પ્રતિપાદ-ન કરે છે કે જેમાં અહબુદ્ધિ થાય છે. તે આત્મા છે. તે અ-હં બુદ્ધિ સ્થૂલ શરીરમાં થાય છે. હું મનુષ્ય છું. એવી પ્રતીતિ સર્વને થાય છે. અને તે બ્રાહ્મણ હોય તો હુ બ્રાહ્મણ છું. એવી પ્રતીતિ થાય છે. તે બ્રાહ્મણપણું તથા મનુષ્યપણું સ્થૂલ શરીરમાંજ છે. તથા સ્થૂલ શરીરજ અહંબુદ્ધિનો હોવાથી આત્મા છે. કિં-વા જેમાં મૂખ્ય પ્રતીતિ થાય તે આત્મા છે. સ્રી, પુત્ર, ધન, પશુ આદિ સ્થૂલ શરીરના ઉપકારક હોય તો એમાં પ્રીતી થ-તી નથી જેની નિમિત્ત અન્ય પદાર્થમાં પ્રીતી થાય તે સ્થૂલ

શરીરમાં જ મુખ્ય પ્રીતિ થાય છે. માટે સ્થૂલ શરીરજ આ-ત્મા છે તેજ સ્થૂલ શરીરનું વસ્ત્રાભૂષણ અન્ન જળ અને નાના વિધના ભોજનથી શૃંગારપોષણ જ પર્મ પુરૂષાર્થ છે એ-વો અસુર સ્વામી વિરોચનનો મત છે.

૨. કોઈ સ્થૂલ શરીરને નહીં પણ ઇંદ્રિઓનેજ આત્મા કહે છે. અને એમ કહે છે કે:—સ્થૂળ શરીરજ, આત્મા નથી કીંતું, સ્થૂળ શરીરમાં જેના હોવાથી જીવન વ્હેવાર થાય છે. અને જેના નહીં હોવાથી મરણ વ્હેવાર થાય છે તે આત્મા સ્થૂળ શરીરથી ભીન્ન છે. જીવન મરણ ઇંદ્રિઓના આધીન છે. જેટલા કાળ સુધી શરીરમાં ઇંદ્રિઓ હોય એટલા કાળ સુ-ધી જીવન છે અને કોઇ ઇંદ્રિ ન હોય ત્યારે મરણ કહીએ છીએ. હું દેખું છું, બોલું છું, સાંભળું છું. એ રીતે અહંબુદ્ધિ પણ ઇંદ્રિઓમાં હોય છે માટે ઇંદ્રિઓજ આત્મા છે.

૩ કોઈ ઇંદ્રિઓને નહીં પણ પ્રાણનેજ આત્મા માને છે.

હીરણ્ય, ગર્ભના, ઊપાસીક પ્રાણને આત્મા કહે છે તેમાં એવી યુક્તિ કહે છે કે:—જયારે મરણ સમયે મૂર્છા થાય છે ત્યારે તેના સંબંધી, પુત્રાદીક, પ્રાણ, શેશ હોય તો જીવન છે એમ જાણે છે અને પ્રાણ શેશ નહીં હોય તો મરણ જાણે છે. કીંવા શરીરમાં ઇંદ્રિય ન હોયતો અંધ શરીર રહે છે. શોત્ર વિના બહેરૂં રહે છે. વાક્ વિના મુંગું રહે છે. એમ જે જે ઇં-દ્રિઓ ન હોય તેના વ્યાપાર વિના પણ શરીર સ્થિત રહે છે. પરંતુ પ્રાણ વિના તો શરીર તેજ ક્ષણમાં સ્મશાન સમાન અ-મંગળ ભયંકર થઇને પડી જાય છે અને હું દેખું છું, સાંભ-ળું છું, એ પ્રતીતિથી પણ ઇંદ્રિઓથી ભિન્નજ આત્મા સિદ્ધ થાય કેમકે તેનુ સ્વરૂપ હું દેખું છું શ્રોત્ર શરીર હું સાંભળું છું એવી પ્રતીતી થાય તો ઇંદ્રિય સાખા સિદ્ધ થાય પણ હું નેત્ર વાળો દેખું છું. એવી પ્રતીતિ થાય છે. માટે ઇંદ્રિઓથી ભિન્ન આત્મા છે વળી સુષુપ્તિમાં; સર્વ ઇં-દ્રિઓનો અભાવ છે તોપણ પ્રાણના અસ્તિત્વપણાને લી-ધે એટલે પ્રાણ હોવાથી જીવન વ્હેવાર થાય છે માટે જીવન

મરણ એ પણ ઇંદ્રિઓને આધીન નથી કીંતુ સ્થૂળ શરીર અને પ્રાણ એ બેના વિયોગને મરણ કહે છે. માટે જીવન મરણ પ્રાણનેજ આધીન છે ને તે પ્રાણજ આત્મા છે.

૪. કોઈ પ્રાણને નહીં પણ મનને આત્મા માને છે.

કોઇ એમ કહે છે કે પ્રાણ જડ છે, માટે ઘટની પેઠે અનાત્મા છે. બંધ, મોક્ષ મનને આધીન છે. વિષયમાં આસક્ત જે મન તે બંધનને હેતુ છે. વિષય વાસના રહીત જે, મન તે મોક્ષને હેતુ છે અને મનના સંબંધીજ ઇંદ્રિય જ્ઞાનના હેતુ છે. મનના સંબંધ વિના ઇંદ્રિયથી જ્ઞાન થતું નથી માટે સર્વ વ્યવહારને હેતુ મન છે ને તે મન આત્મા છે.

ક્ષણિકવિજ્ઞાન વાદી બોધ્ધ મનને, નહીં પણ બુદ્ધિને આત્મા માને છે.

ક્ષણિકવિજ્ઞાનવાદી બોધ્ધ એમ કહે છે કે મનને વ્હેવાર બુદ્ધિને આધીન છે; કેમકે બુદ્ધિનોજ આકાર મન થાય છે માટે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિજ આત્મા છે, મન નથી. એવો તેમને અભીપ્રાય છે. સંપુર્ણ પદાર્થ વિજ્ઞાનના આકાર છે તે વિજ્ઞાન પ્રકાશરૂપ છે, અને ક્ષણ ક્ષણમાં વિજ્ઞાનને ઉત્પત્તિ વિનાશ થાય છે. ઊડ વિજ્ઞાનના, પૂર્વ વિજ્ઞાનના સમાન અન્ય વિજ્ઞાનની ઊત્પત્તિ થએથી પૂર્વ વિજ્ઞાનને નાશ થાય છે. તેમજ તૃતીય વિજ્ઞાનની ઉત્પત્તિ એ દ્વિતિય વિજ્ઞાનને નાશ અને ચતુર્થ વિજ્ઞાનની ઊત્પત્તિ એ તૃતીય વિજ્ઞાનને નાશ થાય છે. એ રીતે નદીના પ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા બની રહે છે. તે વિજ્ઞાનની ધારા બે પ્રકારની છે. એકતો આલય વિજ્ઞાન ધારા છે. એવી બીજી પ્રવર્તતી વિજ્ઞાન ધારા છે. અહં અહં (હું હું) એવી વિજ્ઞાન ધારાને આલય વિજ્ઞાન ધારા કહે છે. તેને બુદ્ધિ કહે છે. આ ઘટ છે, આ શરીર છે, એવી વિજ્ઞાન ધારાને પ્રવર્ત્તતી વિજ્ઞાન ધારા કહે છે. આલય વિજ્ઞાન ધારાથી પ્રવર્ત્તતી વિજ્ઞાન ધારાની ઊત્પત્તિ થાય છે. મનનું સ્વરૂપ પણ પ્રવર્ત્તતી વિજ્ઞાન ધારામાં છે. માટે આલય વિજ્ઞાન ધારારૂપ બુદ્ધિનું મન એ કાર્ય છે. તે બુદ્ધિજ આત્મા છે. આલય વિજ્ઞાન ધારા વિ-

ષે પ્રવર્ત્તતી વિજ્ઞાન ધારાના ચિંતવનથી નિર્વિશેષ, ક્ષણિક વિજ્ઞાન ધારાની સ્થિતીજ તેમના મનમાં મોક્ષ છે. એ રીતે વિજ્ઞાન વાદી બુદ્ધિનેજ ક્ષણિકરૂપ અને સ્વયંપ્રકાશરૂપ કલ્પના કરીને આત્મા કહે છે.

૬. ભટ્ટ મત પ્રમાણે, બુદ્ધિ નહીં પણ આનંદમય કોશ તેજ આત્મા મનાય છે.

પૂર્વ મીમાંસાના વાર્તિકકાર ભટ્ટ એમ કહે છે કેઃ—વિદ્યુતની પેઠે ક્ષણીકરૂપ આત્મા નથી કીંતુ સ્થિર સ્વરૂપ આત્મા જડસ્વરૂપ અને ચેતનરૂપ છે. તેનો અભીપ્રાય એ છે કે સુષુપ્તિથી જાગીને પુરૂષ એમ કહે છે કે હું જડ થઇને સુતો હતો તેથી આત્મા જડરૂપે છે. અને જાગીને જાગેલાની સ્મૃતિ થાય છે. અજ્ઞાનને સ્મૃતિ થાય નહીં. આત્મ સ્વરૂપથી બીજા સુષુપ્તિમાં જ્ઞાનનાં બીજાં સાધન નથી માટે સુષુપ્તિમાં સ્મૃતિનો હેતુજ્ઞાન છે. તે આત્માનુ સ્વરૂપ છે. એ રીતે ખદ્યોતની પેઠે આત્મા પ્રકાશ અને અપ્રકાશરૂપ છે. જ્ઞાનરૂપ છે. માટે પ્રકાશરૂપ અને જડ છે માટે અપ્રકાશરૂપ છે તે પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ આનંદ મય કોશ છે. કેમકે સુષુપ્તિમાં ચૈતન્યના આભાસ સહીત જે અજ્ઞાન તે અપ્રકાશરૂપ છે માટે ભટ્ટના મતમાં આનંદમય કોશજ આત્મા છે.

૭ શુન્યવાદી બૌધ આનંદમય કોશને નાહીં પણ શૂન્યનેજ પરમતત્વ ( આત્મા ) માને છે.

શુન્યવાદી બૌધ એમ કહે છે કેઃ—આત્મા નિરંશ છે. માટે એકજ આત્મા પ્રકાશ રૂપ અને અપ્રકાશરૂપ કહેવો એ યોગ્ય નહીં. અને ખદ્યોતનો તો એક અંશ પ્રકાશ રૂપ છે અને બીજો અંશ અપ્રકાશ રૂપે છે તેની પેઠે અંશ રહીત આત્મા વિષે ઊભય રૂપનું આરોપણ કરવું એ અસંગત છે. માટે ઊભય રૂપની સિદ્ધિ સારૂ આત્મા અંશ રહીતજ માનવો પરવાનો જે અંશ વાળા પદાર્થ ઘટ પટાદી છે તે ઊત્પતિ અને નાશ વાળા હોય છે તેમ આત્મા પણ અંશ સહીત હોવાથી ઊત્પતિ નાશ વાળોજ માનવો પડવાનો. જે ઊત્પતિ ના-

શ વાળો પદાર્થ હોય તે ઊત્પત્તિથી પુર્વે અને નાશથી અનં-તર અસત્ હોય છે જે આદી તથા અંતમાં અસત્ હોય તે મધ્યમાં પણ સત હોય નહીં; મધ્યમાં પણ અસતજ હોય છે. માટે આત્મા અસત્ રૂપ છે તેમ આત્માથી ભિન્ન પણ સંપુર્ણ પદાર્થ ઊત્પત્તિ નાશ વાળા છે. માટે અસત રૂપ એ રીતે આત્મા અને અનાત્મા સમગ્ર પ્રસ્તુ અસત રૂપ હોવાથી શુન્યજ પરમ તત્વ છે એવો શુન્યવાદી માધ્યમીક બૌધનો મત છે.

તુચ્છ, અસત્, શુન્ય,

તે પણ અજ્ઞાનરૂપ આનંદમય કોશને પ્રતિપાદન કરે છે કેમકે અજ્ઞાન ત્રણરૂપથી પ્રતિત થાય છે. અદ્વૈત શાસ્ત્રના સંસ્કાર રહિત જે મુઢ તેમને તો જગતરૂપ પરિણામને પ્રાપ્ત, અજ્ઞાન, શુન્ય પ્રતીત થાય છે પરંતુ અદ્વૈત શાસ્ત્રના અનુસાર યુક્તિ નિપૂણ પંડિતોને તો સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીયરૂપ અજ્ઞાન અને તેનું કાર્ય જગતપ્રતીત થાય છે. જ્ઞાન નિષ્ઠાને પ્રાપ્ત જે જીવનમુક્ત વિદ્વાન, તેમને કાર્ય સહિત અજ્ઞાન તુચ્છરૂપ પ્રતીત થાય છે, તુચ્છ, અસત્ અને શુન્ય એ ત્રણને શબ્દ એકજ અર્થને કહે છે એ રીતે જીવનમુક્તને તુચ્છરૂપ જે પ્રતીત થાય અજ્ઞાન તેને વિષે મોહિત શૂન્યવાદી પરમપુરૂષાર્થને (તત્વ ચેતનને) નથી જાણતા કિંતુ તુચ્છરૂપ આનંદમય કોશનેજ આત્મા કહે છે.

પૂર્વ મીમાંસક પ્રભાકર અને નૈયામિક શુન્યને નહીં, પણ આનંદમય કોશને આત્મા માને છે.

અને પૂર્વ મિમાંસાનો એક દેશી પ્રભાકર અને નૈયાયીક એમ કહે છે કે આત્મા શુન્યરૂપ નથી. કેમકે જે આત્મા શુન્ય રૂપ માને છે તેને તેઓ પૂછે છે કે શુન્યરૂપનો તેં અનુભવ કર્યો છે? કે નહીં! જો એમ કહે કે શુન્યરૂપનો અનુભવ નથી કર્યો તો શુન્ય છે નહીં એમ સિદ્ધ થયું અને જો કહે કે શુન્યનો અનુભવ કર્યો છે તો જેણે શુન્યનો અનુભવ કર્યો છે તે અનુભવ કરનાર આત્મા, શુન્યથી વિલક્ષણ સિદ્ધ,

થાય છે. એ રીતે શુન્યથી વિલક્ષણ, આત્મા છે. તેને વિષે મનના સંયોગથી જ્ઞાન થાય છે. તે જ્ઞાન ગુણથી, આત્માને ચેતન કહીએ છીએ. પણ સ્વરૂપથી આત્મા જડે છે તેમ ( વળી જન્મ મર્ણ મળી જેમના મનમાં) સુખ દુઃખ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, આદિક, ગુણ આત્મા વિષે છે. તેમના મનમાં પણ આનંદમય કોશજ આત્મા છે. અને વિજ્ઞાનમય કોશમાં, જે બુદ્ધિ છે, તેને આત્માનો જ્ઞાનગુણ કહે છે. કેમકે આનંદમય કોશમાં ચેતન ગુઢ (ગુપ્ત) તેમ વિવેક હીનને પ્રતીત થાય નહીં, અને પ્રભાકર તથા નૈયાયીક આત્માને સુષુપ્તિમાં જ્ઞાન હીન માનીને સ્વરૂપથી જડ કહે છે માટે (જેમાં) ગુઢ ચેતન છે એવા આનંદમય કોશમાંજ તેમને એટલે (નૈયાયીકોને) આત્માની ભ્રાંતી થાય છે અને આત્મ સ્વરૂપ નિત્ય જ્ઞાનને તે જીવમાં માનતા નથી કીંતુ અનિત્ય જ્ઞાન માને છે તે અનિત્ય જ્ઞાન સિદ્ધાંતીના અંતઃકરણની વૃત્તિ જેમ બુદ્ધિ, તે રૂપ છે, એ રીતે પ્રભાકરને નૈયાયીકના મતમાં આનંદમય કોશ તેજ આત્મા છે. અને બુદ્ધિ તેનું ગુણ છે. તેમનો મત પણ સમીચીન નથી.

### ઉપરના મતો સંબંધમાં વેદાંતવિચાર.

જ્ઞાનથી, ભિન્ન જે, જડ વસ્તુ ઘટાદિ છે તે અનિત્ય છે, ને આત્મા પણ જ્ઞાન સ્વરૂપ નહીં હોયતો ઘટાદિકની પેઠે જડ હોવાથી અનિત્ય થવાનો. જો આત્મા અનિત્ય હોયતો મોક્ષના અર્થે સાધન નિષ્ફળ થવાનાં એ રીતે વેદાંતવાકયમાં વિશ્વાસહિત અનેક બહિર્મુખો પંચ કોશમાંજ કોઈ પદાર્થને આત્મા માને છે. અને મુખ્ય આત્મસ્વરૂપ શાક્ષીને જાણતા નથી. અન્ન મયાદીકને આત્માના આચ્છાદક હોવાથી, કોશ કહીએ છીએ.

### આત્માનું ખરૂં સ્વરૂપ.

જીવના પંચ કોશ જીવનું યથાર્થ સ્વરૂપ શાક્ષી તેને આચ્છાદન કરે છે. તેમ ઇશ્વરના સમષ્ટી પંચકોશ ઇશ્વરના યથાર્થ સ્વરૂપને આચ્છાદન કરે છે કેમકે ઈશ્વરનું યથાર્થ સ્વરૂપતો તત્પદનું લક્ષ્ય છે તેને ત્યાગીને કોઈ તો માયારૂપ આનંદમય

કોશ વિશીષ્ટ જે અંતર્યામિ તત્પદનું વાચ્ય તેનેજ ધર્મતત્વ કહે છે તેથી હિરણ્યગર્ભ વૈશ્વાનર, વિષ્ણુ, બ્રહ્મા, શીવ, ગણેશ, દેવ, સૂર્ય આદિથી, અસી કોદાળી, પીંપળો, વાંસ ઇત્યાદિક, પર્યંત પદાર્થમાં પરમાત્માની ભ્રાંતિ માને છે (ને કહે છે કે) યદ્યપિ સર્વ પદાર્થમાં લક્ષ્યભાગ પરમાત્માથી ભિન્ન નથી તથાપી તેને (ઊપાધિ સહિત તેનેજ) પરમાત્મા માને છે ને તે તેને ભ્રાંતિ છે એ રીતે પંચકોશથી આવૃત જે જીવ ઇશ્વરનું પરાત્મસ્વરૂપ તેથી વીમુખ થઇને દેહાદિકમાં આત્માની ભ્રાંતિ કરીને પુન્ય પાપ કરે છે અને અંતર્યામિથી આદિ લઇને વાંસ પર્યંત ઈશ્વર માનીને આરાધન કરીને સુખ ચાહે છે. જેવી ઉપાધીનું આરાધન કરે છે. તેને અનુસારજ તે ફળ થાય છે. કેમકે, કારણ, સુક્ષ્મ અને સ્થૂળ પ્રપંચ સર્વ ઇશ્વરના અંતરભુત છે. તેમાં ઊપાસનાને અનુસાર ફળ પણ સર્વથી થાય છે પણ બ્રહ્મજ્ઞાન વિના મોક્ષ થતો નથી. જો મોક્ષની ઇચ્છા હોયતો વિવેક વડે જીવ ઇશ્વરના સ્વરૂપને પંચકોશથી પ્રથક્ કરો.

દ્દષ્ટાંત:—જેમ મુજ અને ઇષિકા (એટલે મુજ જાતના સરકટનો સરીયો) અને પાદડાં મળી હોય છે તેમને (શરીયા ઉપરના પાદડાંને) તાકીને (વચેના શરીયાને) પ્રથક્ કરે છે તેમ વિવેકથી જીવ, ઇશ્વરના, સ્વરૂપને પંચ કોશથી પ્રથક જાણો.) સ્વપ્નાવસ્થામાંજ સ્થૂળ દેહનું ભાન થતું નથી પણ આત્માનું ભાન થાય છે. તેમ સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મ શરીરનું જ્ઞાન થતું નથી પણ સુખરૂપ આત્મા સ્વયંપ્રકાશ રૂપથી ભાવી એટલે પ્રતીત થાય છે. જો સુખનું જ્ઞાન સુષુપ્તિમાં ન હોયતો "હું સુખે સુતો હતો" એવી સ્મૃતિ જાગ્યા પછી જે થાય છે તે ન થવી જોઇએ; પણ તેતો થાય છે. જેમ કોઇ માણસ ભર નિંદ્રામાં સુતો હોય છે અને સુષુપ્તિ અવસ્થામાં દાખલ થાય છે ત્યાર પછી જાગે છે. ને જાગીને ઉઠીને કહે છે કે આજતો હું સુખે સુતો હતો ને મેં કંઇ ન જાણ્યું માટે સુખનું જ્ઞાન સુષુપ્તિમાં થાય છે. તે સુખ વિષય જન્યતો સુષુપ્તિમાં છે, નહીં, કીંતુ આત્મ સ્વરૂપ જે છે તે આત્મા સ્વયંપ્રકાશ છે માટે સુ-

ખરૂપ આત્મા સ્વયંપ્રકાશ રૂપથી સુષુપ્તિમાં ભાસે છે. તથા નિદિધ્યાસનું ફળ નિર્વિકલ્પ સમાધી અવસ્થામાં નિરાવર્ણ એટલે (અજ્ઞાન કૃત આવર્ણ રહીત) આત્મા ભાસે છે અને જ્ઞાન એટલે કારણ શરીર અજ્ઞાન નથી ભાસતું. એ રીતે (સ્થળ સૂક્ષ્મ અને કારણ) ત્રણે દોષ વ્યભિચારી છે. એટલે એક અવસ્થાને છોડી બીજી અવસ્થામાં ભાસતા નથી, પણ આત્મા અનુગત છે એટલે સર્વ અવસ્થામાં ભાસે છે. તેથી વ્યાપક પણ છે એવા વિવેકથી ત્રણે શરીરથી આત્મા ન્યારો છે એમ જાણવાનું છે સ્થૂળ શરીરનો કોશ અન્નમય છે. કારણ શરીરે આનંદમય છે અને સુક્ષ્મ શરીરનો પ્રાણમય મનોમય, અને વિજ્ઞાનમય એ ત્રણે કોશ છે. માટે ત્રણે શરીરના વિવેકથી પંચકોશનોજ વિવેક થાય છે જેમ જીવનું સ્વરૂપ પંચકોશથી પ્રથક છે એમ ઈશ્વરનું સ્વરૂપ સમષ્ટિ પંચકોશથી પ્રથક છે. અને ઘણા ગ્રંથોમાં અસ્તી, ભાતી, પ્રિયરૂપના નિરૂપણમાં તથા મહાવાકયના અર્થ નિરૂપણમાં આત્માનું યથાર્થસ્વરૂપ પ્રતિપાદન કર્યું છે માટે અહીંયાં સંક્ષેપથીજ આત્મવિવેક કહ્યો છે એ રીતે પંચકોશથીજ આત્માને જુદો જાણ્યાથી પણ પૂરૂ કૃત્ય કૃત્ય થવાયું એમ નથી પરંતુ જીવ બ્રહ્મના અભેદના નિશ્ચય વાસ્તે, ફરી પણ વધારે વિચાર કર્તવ્ય રહે છે, માટે કર્તવ્યતાના અભાવરૂપ કૃત્ય કૃત્યતાની સિદ્ધિ સારૂ મહાવાકયના અર્થનું નિદધ્યાસન રાખવું.

આત્માનું ખરેખરૂ લક્ષ્યમાં લેવાનું સ્વરૂપ.

પંચકોશથી આત્મા જુદો જાણીને પછી તે આત્મા બ્રહ્મસ્વરૂપ છે એમ જાણો.

આત્માનું પર્માર્થરૂપ.

ઓંકારની બ્રહ્મરૂપથી પૂર્વે જે ઉપાસના કરી છે તે વખતે ઓંકારની માત્રાનો અર્થ એવી રીતે ચિંતન કર્યો છે કે સ્થુલ ઉપાધિ સહીત ચેતન હિરણ્યગર્ભ તૈજસ, ઉ, કારનું વાચ્ય છે કારણ ઉપાધી સહીત ચેતન ઇશ્વર પ્રાજ્ઞ, મ, કારનું વાચ્ય છે એવો અર્થ જે પૂર્વ ચિંતન કર્યો છે તેની બ્રહ્મલોકમાં સ્મૃતિ થાય છે અને સત્વગુણ પ્રભાવથી એવું વિવેચન થાય છે કે સ્થુળ

ઉપાધીએ કરીને ચેતન વિરાટપણું પતીત થાય છે. સ્થુળ સમ-
ષ્ટિની દ્રષ્ટિથી વિરાટ પણું છે અને સ્થુળ વ્યષ્ટિની દ્રષ્ટીથી વિ-
શ્વ પણું છે અને સમષ્ટિ વ્યષ્ટિ સ્થુળ દ્રષ્ટિ વિના વિરોધભાવ
અને વિશ્વભાવ પ્રતીત થતો નથી. કીંતુ ચેતન માત્રજ પ્રતીત
થાય છે તેમજ શુક્ષ્મ ઉપાધી સહીત હિરણ્યગર્ભ તૈજસચેતન
જ,કારનું વાચ્ય છે ત્યાં સમષ્ટિ સુક્ષ્મ ઊપાધીની દ્રષ્ટિથી ચેત-
નમાં હિરણ્યગર્ભતા અને વ્યષ્ટિ શુક્ષ્મ ઊપાધીની દ્રષ્ટિથી તૈ-
જસતા પ્રતીત થાય છે. શુક્ષ્મ ઉપાધીની દ્રષ્ટિ વિના હિરણ્ય
ગર્ભતા અને તૈજસ્તા પ્રતીત થતી નથી તેમ મ, કારનું વાચ્ય થ-
ઇ ઈશ્વર પ્રાજ્ઞ (ચેતન) છે ત્યાં સમષ્ટિ અજ્ઞાન (કારણ) ઊપાધી-
નાં દ્રષ્ટિથી ચેતનમાં ઇશ્વરતા અને વ્યષ્ટિ, અજ્ઞાન ઊપાધીની
દ્રષ્ટિથી ચેતનમાં પ્રાજ્ઞતા, પ્રતીત થાય છે. અજ્ઞાન ઊપાધીની દ્ર-
ષ્ટિ વિના ઈશ્વરતા અને પ્રાજ્ઞના પ્રતીત થાય નહીં. જે વસ્તુ જે-
ના વિષે અન્યની દ્રષ્ટિથી પ્રતીત થાય તે તેને વિષે પર્માર્થથી
થતી નથી અર્થાત્ જે વસ્તુ એટલે વિરાટ, હિરણ્યગર્ભ અને ઇશ્વર
તથા વિશ્વ તૈજસ્ અને પ્રાજ્ઞ જેના વિષે એટલે ચેતનના વિષે
અન્યની દ્રષ્ટિથી પ્રતીત, થાય છે તે પમાર્થથી ચેતન વિષે ન-
થી, જે જેનું રૂપ અન્યની દ્રષ્ટિ વિના પ્રતિત થાય તે તેનું પર્માર્થ
રૂપ હોય છે. જેમ એક પૂરૂપમાં પિતાનો દ્રષ્ટિથી પુત્રતા અને
વડોવાની દ્રષ્ટિથી પૌત્રતા આદિ રૂપ ભાન થાય છે. તે પર્માર્થથી
નથી. પૂરૂપનું પિંડજ પર્માર્થ છે. તેમ સ્થુળ, સૂક્ષ્મ, કારણ ઊપાધીની
દ્રષ્ટિથી જે વિરાટ વિશ્વાદિક રૂપ ભાન થાય છે. તે મિથ્યા છે
ચેતન માત્ર સત્ય છે. તે ચેતન સર્વ ભેદ રહીત્ છે કેમકે વિરા-
ટ અને વિશ્વવનો જે ભેદ છે તે બંનેની ઉપાધી તો યદ્યપી સ્થુ-
ળ છે તથાપી સમષ્ટિ ઊપાધી વિરાટની અને વ્યષ્ટિની ઊપાધી
વિશ્વની એ સમષ્ટિ વ્યષ્ટિ ઊપાધીથી તેમનો ભેદ છે. માટે સ્વ-
રૂપથી ભેદ નથી, તેમ તૈજસનો હિરણ્યગર્ભથી ભેદ પણ સમષ્ટિ
વ્યષ્ટિ ઊપાધીથી છે સ્વરૂપથી નથી. તેમ ઇશ્વરની પ્રાજ્ઞતાનો ભે-
દ પણ સમષ્ટિ વ્યષ્ટિ ઊપાધીના ભેદથી થાય છે સ્વરૂપથી ન-
થી એ રીતે પ્રાજ્ઞનો ઇશ્વર સાથે અભેદ અને તૈજસનો હિ-

રણ્યગર્ભ સાથે અભેદ તથા વિશ્વનો વિરાટ સાથે અભેદ છે આ પ્રમાણે સ્થુલ ઊપાધીવાળાનો શુક્ષ્મ ઊપાધીવાળાથી અથવા કારણ ઊપાધીવાળાથી ભેદ નથી. કેમકે સ્થૂલ, શુક્ષ્મ, કારણ એઓની ઊપાધી દૃષ્ટિ ત્યાગથી ચેતન સ્વરૂપમાં કશા પ્રકારનો ભેદ પ્રતિત થતો નથી અને અનાત્મ સાથે પણ ચેતનનો ભેદ નથી કેમકે અનાત્મા દેહાદીક સવિદ્યા કર્મ પ્રતિત થાય છે. પર્માર્થ નથી તેમનો પણ ભેદ બને નહીં એવો સર્વ ભેદરહીત અસંગ નિર્વિકાર, નિત્યમુક્ત બ્રહ્મરૂપ આત્મા ૐકારનો લક્ષ્ય સ્વયંપ્રકાશ રૂપ તે ઊપાસકને ભાન થાય છે તેથી હિરણ્યગર્ભ લોકવાસીને સંસાર થાય નહીં. ઉપર પ્રમાણે મોક્ષનો ઊત્તમોત્તમ પ્રકારનો અદ્વૈત સચ્ચિદાનંદ બ્રહ્મનો સાક્ષાતકારજ છે તે કોઇ પ્રારબ્ધ પ્રતિબંધથી બની શકે નહીં તો પછી નિર્ગુણ, ઉપાસના કરવી તે નિર્ગુણ ઉપાસના જો બની શકે નહીં તો પછી સગુણ ઇશ્વરમાં મન લગાવી તેની ઉપાસના કરવી, તે સગુણ ઉપાસના પણ જો બને નહીં તો નિષ્કામ કર્મ કરી રામ ભજવા, તે નિષ્કામ કર્મ પણ, થઇ શકે નહીં, તો સકામ શુભકર્મ કરવાં, અને અનુક્રમે ઊતરતાં છેલ્લાં, જો, તે સકામ કર્મ પણ થાય નહીં તો પછી થાકીને ગુરૂ કહે છે કે હે ષઠ વારંવાર જન્મમરણની મહા દુઃખદાયક ઘટમાળમાં ફર્યાકર. પરંતુ ત્યાં પણ, નીચે લખેલા ચાર વિષયોનું બરાબર મનન કરી વર્તન કરજે કે તારૂં કોઈ વખતે પણ કલ્યાણ થવાનો સંભવ આવે ( જે વિષયો જોવાના તે નીચે પ્રમાણે છે; )

૧ સંસાર ૨ ધર્મ ૩ ઇશ્વરનું અસ્થિત્વ ૪ આત્મા.

ઉપરના ચાર વિષયો પણ આ લગત છપાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય—જણાયાથી આલગત પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે નિચે પ્રમાણે.

## સંસાર.

આ જગતને સંસાર કહે છે. સંસાર એ અમારૂં શીક્ષણનું સ્થાન છે. અત્રેની નાના પ્રકારની કસોટીમાં પસાર થઇ ધર્મ શીક્ષણ પ્રાપ્ત કરી લઇ તે ધર્મ અનંત કાળ સુધી આપ-

ણી જોડે જાગૃત રહે. એમ કરવું જોઇએ અને એટલા માટેજ સરળ મનના સાધુ પુરૂષ આ સંસારને ધર્મ ક્ષેત્ર કહે છે. સ-જ્જન લોક આ સંસારને અમૃતમય જાણી આનંદયુક્ત મન વ-ડે પોતાનો કાળ ક્રમણ કરે છે. તેઓ એમ કહે છે કે અમારા હૃદય બંધુએ અમને આ જગતમાં એટલા માટેજ મોકલ્યા છે કે અમે અંતઃકરણપૂર્વક તેનું ઇચ્છિત કાર્ય કરીને અમૂલીક બ્રહ્માનંદની દેણગી મેળવી સંસારીક, તથા કુટુંબના પાલણ વિગેરેના ઇશ્વરનાજ કાર્ય છે. એમ જાણી આનંદથી નિર્વાહ ક-રીશું ને ડગલે ડગલે ઇશ્વરનું કાર્ય જોઈ આનંદ પામીશું. આ-વા સાધુ જનોને ઊજવળ મૂખશ્રી અવલોકન કરીને “ લોભ ” એ શબ્દ તો પોતાની મેળેજ દૂર નાશી જાય છે તથા દુષ્ટ વૃત્તિ બાઇતો લાજની મારી અધોમુખ થઇને નાશી જવાને માર્ગ ખોળે છે. ઇશ્વર પ્રિય, સાધુ જન, આ સંસારની પ્રત્યેક ઘટ-નાને મંગળમય એમ સમજે છે. તેમનો દૃઢ વિશ્વાસ એવો છે કે મંગળમય પરમેશ્વરના, રાજ્યમાં કદી પણ અમંગળ ઘટના થવાની નહીં તથા જો કદી ઊદર નીર્વાહને માટે કષ્ટ કરવો પડે છે. તોપણ તે મંગળને વાસ્તેજ એમ સ્પષ્ટ પણે દેખાય છે.

આ સંસાર અમૃતમય છતાં અસાધુ જન તેને વિષ તુલ્ય ગણે છે, એ મોટી આશ્ચર્યની વાત છે પરંતુ તે તેમનું કહેવું ઠીક છે. કારણ આ, સંસાર અધાર્મિકોને દુઃખ રૂપીઓજ લા-ગે, તે તેઓની સામે ભયંકર મુરતીરૂપે ઉભો રહે છે તથા દુષ્ટ પ્રવૃત્તિ બાઇ અનેક પ્રસંગે તેમના ઉપર હુમલા કરે છે. છેવટે તેમને કલેશ સાગરમાં બુડાડે છે. તથાપી મૂર્ખ લોકો સમજતા નથી. આ સંસાર તેમને બંદીશાળા સરખો લાગે છે. તો તેમાંજ રહેવાની તેઓ ઇચ્છા કરે છે.

પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખીને વર્તેતો આ સંસાર આનંદમય લાગે. ઇશ્વર ઉપર પ્રીતી રાખીને તેનું પ્રિય કાર્ય સા-ધીને આ સંસારમાં આવ્યાનું સાર્થક કરો અને જગત્પતિને ચરણે પોતાનું મસ્તક મુકીને વ્યવહારીક કામ કરો તથા જે કંઇ કાર્ય કરો તો મહાપ્રભુને અર્પણ કરો. જે કોઇ માત્ર પો-

તાની કિર્તિ વધારવાને માટેજ કૃત્ય કરે છે તો તેમાં તેમનો સર્વાશ્રમ નિષ્ફળ થાય છે કારણ ઇશ્વર પ્રત્યે લક્ષ રાખ્યા સિ- વાય જે કાર્ય કરવામાં આવે છે તે ધર્મ માર્ગમાં ગણાતો નથી. દુર વિષયમાં આશક્ત ન થતાં સદાચરણ કરવું એજ એક સા- ધન કરવામાં આવે તો અમૃત ફળ પ્રાપ્ત થાય કેવળ સંસાર સાધન કરવો એજ માણસનો ઉદેશ હોય એમ ન હોવું જો- ઇએ પરંતુ પર્મપ્રેમાસ્પદ પરમેશ્વરની પ્રાપ્તિ કરી લેવી એજ ઊદેશ હોવો જોઇએ, કારણ આ જગત એ અમારો વિદેશ છે. અહીંથી પોતાના દેશમાં કે વખત જવું થશે એનો કંઈ નિય- મ નથી એટલા માટે સ્વદેશ જવા સારૂ સર્વદાજ તૈયારી રાખવી જોઇએ શ્રષ્ટાએ એક અમારૂં ઘર, સર્વ મનુષ્ય મળીને એક કુટુંબ, અને કરૂણામય પરમેશ્વર એ અમારો પિતા છે. માટેજ કોઇ પ્રાણીને પરભાર્યો સમજી પીડા કરવી, એ ઈશ્વર- ની આજ્ઞા ઊલંઘન કીધા સરખું છે વીગેરે સારાંશ કે પરમે- શ્વરમાં પ્રીતી રાખી તેનું પ્રિય કાર્ય સાધીને પરલોકમાં જવા માટે નીશદીન તૈયાર હોવું જોઇએ. ત્યાં સ્વદેશમાં અમૃતમય આનંદ પ્રાપ્ત થશે.

## ધર્મ.

ઇશ્વરમાં પૂર્ણ અંતઃકરણ પૂર્વક પ્રિતી સ્થાપન કરી તેનું પ્રિયકાર્ય સાધ્ય કરવું તેને ધર્મ કહે છે. આત્માનું પ્રકૃતભાવ એજ ધર્મની પ્રકૃત અવસ્થા સમજવી. ધર્મ અનેક પ્રકારનો નથી તે તો એકજ ધર્મ મનુષ્ય માત્રને માટે ઉપજાવ્યો હોય એમ અનુમાન ઉઘાડપણે થાય છે. તેજ સત્ય ધર્મને અમે વે- દ ધર્મ કહીએ છીએ. આ વેદધર્મ પર્મ ધર્મ છે અને તે કલ્પ- નીક ધર્મ જેવો નથી જે સત્ય ધર્મ એજ વેદધર્મ અને એજ આ ઇશ્વરની અસીમ રચનાનો એકજ ધર્મ છે. વેદ ધર્મની આજ્ઞાઓમાંથી કોઇના કોઇ પણ પાલન કર્તા નથી, એમ નથી. જે સત્ય બોલે છે, પરોપકાર કરે છે, અ- થવા ઇશ્વરની શક્તિ ઉપર જેનું લક્ષ છે, તે તેટલા અંશે વેદ ધર્મનું પ્રતીપાદન કરે છે. કારણ, સત્ય પરોપકાર, તથા

ઇશ્વરની શક્તિ એ વેદધર્મના અંગ પૈકી છે તે પ્રમાણે ગમે તે માણસ ગમે તે પ્રકારના પરિણામથી ધર્મ પાલન કરે તો પણ તે વેદધર્મના પરિણામથી પાલન કર્યો એમ કહેવાય. એટલા માટે આ શબ્દોનો ઊચ્ચાર કરતાંજ, એટલે વેદધર્મથી, જુદી રીતે નથી આ વેદ ધર્મ પર્મ પવિત્ર છે. યુક્તિ અથવા તર્કને આધીન નથી એ ધર્મ મનુષ્યમાં સ્વભાવસિદ્ધ ઊત્પન્ન થાય છે. મનુષ્ય જ્યાં સુધી પ્રકૃતિ અને જડ શરીરમાં રહે છે, ત્યાં સુધી કદી પણ વેદધર્મની બહાર પગ મુકી શકતો નથી પરંતુ જયારે જયારે વિકારને પામી જાય છે તે વખતે સ્વભાવીક જ્ઞાન તરફ લક્ષ રાખતાં કેવળ પોતાનીજ બુદ્ધિ ચલાવીને ધર્મ જાણવાની ઈચ્છા કરે છે. તેથી પ્રકૃત ધર્મ જે વેદધર્મ તેનાથી ભ્રષ્ટ થઈ અને કાલ્પનીક ધર્મમાં પસાર કરે છે. અથવાતો, નાસ્તિક થઈ જાય છે. એવા કારણથીજ અનેક કાલ્પનિક ધર્મ તથા નાસ્તિક મતની ઊત્પત્તિ થાય છે. ઇશ્વરપ્રણીત પુસ્તક એ એક વેદ એજ કહી શકાય છે પરમેશ્વરે મનુષ્યમાત્રના અંતરમાં ધર્મની સ્થાપના કરી છે ધર્મ એ મનુષ્યનું જીવન છે. કારણ ધર્મલાભ કરવા માટે પરમેશ્વર જો મનુષ્યને સાધારણ અધીકાર નહીં આપતતો પૃથ્વિ ઉપરના સર્વલોક ધર્મથી ભ્રષ્ટ થઇને પશુ સરખા પોતાનો કાળ ક્રમણ કરત જે એમ કહે કે ઈશ્વરે પોતાનો ધર્મ અનેક પૂસ્તકોમાં લખી આપેલો છે તે ચુક કરે છે એમ સમજવા જેવું છે. કારણ એમ કહ્યાથી ધર્મ દયાળુ અને સર્વજ્ઞ ઇશ્વરને નિર્દય તથા અજ્ઞાન કહ્યા પ્રમાણે છે—પૃથ્વિની સપાટી ઉપર હજુ કેટલાક એવા પણ લોક છે કે જેને કિંચીત પણ વર્ણજ્ઞાન નથી તથા કેટલાકને તો તેનું નામ સુદ્ધાંત માલુમ નથી ત્યારે શું? ઇશ્વરે એવા લોકોને ધર્મલાભ કરવાનો અધીકાર નહીં આપ્યો હોય? ના, તેમ નથી. તે લોકો પણ ધર્મ પ્રાપ્તિના અધીકારી છે. તેમને જો ઇશ્વરદત્ત પૂસ્તકની ખબર ન હોયતો તેઅને ધર્મ મુળગોજ નથી કે શું? અને એમ હોયતો ઇશ્વરે તેમને પૂસ્તક કેમ આપ્યું નથી? ત્યારે દયામય ઇશ્વરે તેમને કેવળ

પાતકમાંજ નાખવાને કીધા છે? ના, એમ નથી. ધર્મજ્ઞાન કરવાને ઇશ્વરે જો એકાદ બીજુ પુસ્તક આપ્યું છે એમ કહેતા જે ભાષામાં તે પૂસ્તક લખ્યું હશે તેજ સર્વની એકજ ભાષા હોવી જોઈએ, એમાં કંઈ સંશય નથી પરંતુ જ્યારે ભિન્ન ભિન્ન ભાષા ચાલુ છે, એમ આપણને દેખાય છે, ત્યારે કોઇ પણ પ્રકારે ઉપર કહેલી વાત બોલી શકાય નહીં. આપણે જોઇએ છીએ કે પંડીત તથા મુર્ખ આદી કરીને સર્વ મનુષ્યને ધર્મ પ્રકૃતી છે તો સ્પષ્ટ સમજી શકીએ છીએ કે ધર્મ જાણવા માટે પરમેશ્વરે કોઈ પણ પ્રકારનું બીજું વિશેષ પુસ્તક આપ્યું નથી. તેણે પ્રત્યેક મનુષ્યના અંતરમાં ધર્મબીજ પ્રેરી મુકયું છે. મનુષ્ય સ્વભાવીક જ્ઞાન ઉપર લક્ષ રાખીને જે પરિમાણે બુદ્ધિની ચારણા કરશે તે પરિણામે બીજ પરિસ્કુટ થશે.

ધર્મજ મનુષ્યનું જીવન છે. મનુષ્ય જેટલો કાળ ધર્માચરણમાં ગાળે છે, એટલાજ કાળ સુધી તેનું યથાર્થ જીવન ગણાય. જે માણસ ૧૦૦ સો વરસ સુધી આ સંસારમાં જીવી તેમાંના વીસ વરસ સુધીજ માત્ર ધર્મ સાધન કરે છે તો તેનું વાસ્તવીક જીવન વીસ વર્ષજ સમજવું. બાકીના એંશી વરસ તેનાં યથાર્થ જીવનમાં ગણી શકાતાં નથી. ગર્ભસ્થાનમાં બાળક જે દસ માસ રહે તેને જીવન અવસ્થામાં ગણાતાં નથી, એ પ્રમાણેજ અધર્મીનું આયુષ્ય તેના વ્યાજબી જીવનમાં ગણાતુ નથી. કાર્ય ઉપરથીજ કાળ નીરોપણ થાય છે. મનુષ્યનું મુખ્ય કર્તવ્ય કર્મ ધર્મ છે. યથાર્થ જે કોઇ તે પ્રકૃત કાર્ય નહીં કરે તેમનું જીવન યથાર્થ જીવનમાં ગણાશે નહીં. જેમ એક ચાકરે પોતાના ધણીની ચાકરી જેટલા દિવસ બરોબર રીતે કરી હશે તેટલા દિવસની રોજી તેને મળશે ને જેટલા દિવસની ચાકરી ધણીની કરી નથી તેટલા દિવસનો પગાર તેની રોજીમાંથી કાપી લેવાશે એજ પ્રમાણે અધાર્મિકનું જીવન યથાર્થ જીવનમાં ગણાશે નહીં. ફકત ધર્મ પાળવામાં જેટલા દિવસ નિર્ગમન કર્યા હશે તેટલાજ આયુષ્યમાં ખરા ગણાશે. માટે ધર્મજ મનુષ્યનું જીવન છે. સદોદીત ધર્મ માર્ગમાં ચાલવું

તેજ એક ઇશ્વરનું પ્રિય કાર્ય છે. જે કોઈ ધર્મની અવજ્ઞા કરે છે તેના જેવા મુર્ખ બીજા કોઇ નહીં. જો કે તે કેટલાંક ઐહિક સુખ ઉપભોગને માટે ધર્મનો અનાદાર કરે છે. પરંતુ મૃત્યુ તેમને એક પળમાં તે સર્વ સુખમાંથી દૂર કરે છે. એવા પ્રકારના લોકો એમ સમજીને પણ ઠેકાણે આવતા નથી કે જ્યારે મૃત્યુ તેમના અમૂલ્ય ઐશ્વર્યનો તથા સ્નેહભરિત પરિવારનો બલાત્કારે નાની વયમાંથીજ વિયોગ કરાવે છે. તે વખત કોઇ પણ તેમની જોડે જનાર નથી. જેવા એકલા આવ્યા તેવાજ એકલા જવાનું છે એટલા માટે ક્ષણભંગુર વિષય સુખને આસક્ત થઈ ધર્મનો અનાદર કરી નિત્ય સુખથી વિમુખ રહેવું એ અત્યંત મૂર્ખનું કામ છે. ધર્મજ મનુષ્યનું કાર્ય એમ જે ક્ષણથી કળવામાં આવે તેજ ક્ષણથી પોતાના પ્રાણના સાટાની પ્રતિજ્ઞા કરીને ધર્માચરણ કરવા માંડવું અને એ ધર્માચરણ કરવામાં જો કોઈ દુષ્ટ લોક આપણા સન્માર્ગમાં ભંગ કરવાને પ્રવૃત થાય ને એવી બાબતમાં ધર્મનું પાલન કરવા માટે આપણું માથું પણ જવાનો સંભવ આવે તો તે પણ તેમના આગળ ધરીને તે જતા સુધી પણ ધર્માચરણનો ત્યાગ કરવો નહીં. આ ક્ષણભંગુર આખું શરીર આપીને પણ ધર્મ લાભ થતો હોય તો તે કરતાં વધારે ફાયદાની વાત બીજી કંઇ નથી.

ધર્મપ્રાપ્તિને માટે સાંભરાજ્યનો પરિત્યાગ કરીને ઘેર ઘેર ભીક્ષા માગીને આયુષ્ય ક્રમણ કરવું પડે તેવું હોયતો પણ એ કબુલ કરીને ધર્મનો ત્યાગ કરવો નહીં. એટલા માટે પ્રાણ પ્રતિજ્ઞાથી ધર્મમાર્ગમાં ચાલવું અને કોઈ પણ પ્રકારે ધર્મથી ભ્રષ્ટ થવું નહીં. જે કાંઇ મુખેથીજ ફક્ત ધર્મ ધર્મ એવા શબ્દો કહાડી મોટી મોટી વાતો કરે પરંતુ તેના કાર્યમાં મન ઘાલતા નથી, તેવા કપટી મહાપાપી લોકના પાપની સિમા નથી. ફક્ત મુખથીજ ધર્મઉપદેશ કરવાથી માણસો ધાર્મિક થાય છે એમ નથી પરંતુ તે પોતેજ ઉપદેશ કાર્યમાં આણશે તોજ ધાર્મિક થઇ શકશે. એટલા માટે વાચાળ ધાર્મિક થઇને પણ કપટ રૂપ પાપમાં પડશો નહીં. જ્યારથી ધર્મ એ શબ્દનો અર્થ કળાય ત્યારથી

જ તેના કાર્યમાં તુર્ત યોજના કરવી જરૂર છે.

ધર્મજ મનુષ્યનું ભૂષણ છે. પરમ કરૂણામય પરમેશ્વર પિતાએ પોતાના બાળકોને અમૂલ્યધર્મભૂષણનો અધિકાર આપેલો છે. સુવર્ણાલંકાર જેવો રત્નભૂષણ જડીત થઈ સુશોભિત થાય છે, તેજ પ્રમાણે વિશ્વાસ પ્રીતિ તથા અનુષ્ઠાન આ ત્રણે તેજસ્વિ રત્નોથી ધર્મ અમૂલ્ય ભૂષણથી સુશોભિત થાય છે. એવું ધર્મનું ભૂષણ છે.

ઇશ્વરનું અસ્તિત્વ તથા તેનું સ્વરૂપ.

આ આખા બ્રહ્માંડનો ઊત્પન્ન કર્ત્તા તથા નિયંતા કોઈ પણ મહાપુરૂષ હોવો જોઇએ અને એટલુંજ સિદ્ધ કરવા માટે મોટા મોટા વિચારવંત પંડિતોએ પોતાનો અમૂલ્ય સમય ગાળી ઘણો પરિશ્રમ લઇ સારા સારા ગ્રંથો રચ્યા છે. છેવટે તે સજ્જનોએ એમ ઠરાવ્યું છે કે, એ વિષય ઉપર જેટલું વિવેચન થઈ શકે એટલું થોડુજ છે કારણ એ મહાપૂરૂષના અસ્થિત્વનું જ્ઞાન આપણને સ્વભાવિક રીતેજ થવાને તેણે અનેક કારણો તથા કાર્યો દર્શાવ્યાં છે.

આ અઘાત વિશ્વની રચનાનાં કૌશલ્ય જોઇ આનંદ સાગરમાં નિમગ્ન થઇ વિશ્વકર્તા ઉપર અંતઃકરણ પૂર્વક પ્રીતિ જડાવી પરિતૃપ્ત થઈ વિચાર કરીએતો ખાત્રી થાય છે કે પાષાણ હૃદયી મનુષ્યના મનમાં પણ પરમ કૃપાળુ પરમેશ્વરના અસ્થિત્વ વિષે અંદેશો રહી શકે તેમ નથી.

આ સૃષ્ટિનું અસ્થિત્વ એજ એના અસ્થિત્વનું સબળ તથા ઊઘાડું પ્રમાણ છે. પ્રત્યેક વસ્તુનું સુક્ષ્મ રીતે અવલોકન કરીએ તો તેની રચનામાં કંઈ પણ ચમત્કારિક કુશળતા દૃષ્ટિગોચર થાય છે. આ આખી સૃષ્ટિના સર્વ પદાર્થ તેમજ આકાશમાંના સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ ગ્રહ તથા ઉપગ્રહ એમના વેપાર ચમત્કારિક નિયમથી ચાલે છે અને તેમાંનો કોઈ પણ નિયમ તથા પદાર્થ નિરર્થક નથી. આ ઉપરથી સ્પષ્ટપણે સિદ્ધ કરી શકાય છે કે આ આખા બ્રહ્માંડનો સૃષ્ટા તથા નિયંતા કોઈ પણ મહાપુરૂષ હોવોજ જોઇએ ને તે છેજ ને તેનેજ પરમેશ્વર કહે-

વો જોઇએ. આ સર્વ વેપારનો તે મૂળ ભૂત કારણ છે.

તેના અસ્થિત્વની સાબીતીના પુરાવા માટે આટલુંજ લખવું બસ થશે. વધારે લખવાની કંઈ જરૂર જણાતી નથી. તે છે ને તેનીજ ઈચ્છાથી જે કંઇ બનવાનું તે બને છે એમ આપણે સારી પેઠે માનવું જોઇએ ને તેની ઈચ્છાથી રહિત કંઇજ પણ બનતુ નથી તો તે કેવો છે તે પણ આપણે જાણવું જરૂર છે.

એ જ્ઞાની તથા મંગળ ગુણી છે ને તેથીજ તેને જ્ઞાન સ્વરૂપ તથા મંગળ સ્વરૂપ આ બે સંજ્ઞાઓ આપી છે. તેના સ્વરૂપમાં સદર બે લક્ષણો પ્રધાન છે આ બે લક્ષણો સિવાય તેના ખરા સ્વરૂપનું ગ્રહણ થઇ શકતું નથી. તે છે એટલે તેની સાથે તેનું જ્ઞાનસ્વરૂપ તથા મંગળસ્વરૂપ એ પણ ધારવામાં આવવાં જોઇએજ. કારણ પ્રત્યેક કાર્ય કારણની અંદર તેનું જ્ઞાનસ્વરૂપ તથા મંગળસ્વરૂપ એ સ્પષ્ટપણે દેખાય છે. એમ સાધારણ વિચાર કરવાથીજ ખાત્રી થશે.

સારાંશ સર્વ પ્રકારના કૃત્યની અને તેમજ સર્વ પદાર્થની ઘટનામાં તેમના મંગળ ભાવનો ઉદ્દેશ આવેલો છે, તથા મનુષ્ય તેમજ પતંગ, કીટપું, ઈત્યાદી પ્રાણીઓ સુદ્ધાં તેના જ્ઞાન તથા મંગળ ભાવ વિષે સાક્ષી આપે છે. આ આખા બ્રહ્માંડનો કારણભૂત તેજ છે તો તે જ્ઞાની ન હોય તેમ કદીજ થાય નહીં. તે ફક્ત જ્ઞાનવાનજ છે ને મંગળસ્વરૂપ નથી એમ કહીએ તો તે પણ ચાલે નહીં કેમકે આ સૃષ્ટિ જેણે રચી, તે જો અમંગળ હોય તો તે ઈશ્વરજ નહીં, તો તે જો જ્ઞાની નથી એમ કહીએ તો તે જડ વસ્તુ છે એમ થાય પરંતુ તેમ પણ નથી. તે જ્ઞાની તથા મંગળસ્વરૂપ છે.

આખા બ્રહ્માંડના સર્વ પદાર્થ તેના જ્ઞાન તથા મંગળસ્વરૂપનું પ્રકટી કરણ કરે છે, એવો કોઈ પણ નિયમ નથી કે તેમાં તેનો મંગળ અભિપ્રાય પ્રકાશિત નથી તથા એવું એક પણ કાર્ય નથી કે જેમાં તેનો મંગળ અભિપ્રાય પ્રકાશિત થયા વિના છે તથા એવું એકે પણ કાર્ય નથી કે જેમાં તેના

અપાર જ્ઞાનની સીમા આવી છે. ઈશ્વરના સ્વરૂપવર્ણનમાંથી જો આ બે ગુણ ગાળી નાખીએ તો તેમાં તેનો તલમાત્ર પણ ભાવ રહેવાનો નહીં, એટલા માટે તેના અસ્તિત્વની સાથે તેનાં જ્ઞાનસ્વરૂપ તથા મંગળસ્વરૂપ એ બે લક્ષણો સ્પષ્ટપણેજ ઉપસ્થીત થાય છે.

એ અનંત છે—ઈશ્વર જ્યારે જ્ઞાનસ્વરૂપ તથા મંગળસ્વરૂપ છે તો તેનું જ્ઞાન તથા મંગળ ભાવ પરીમીત છે કે કેમ ? એ સમજી લેવું એ પણ અવશ્ય છેજ તેમજ તે કેટલાકને જાણે છે ને કેટલાકને જાણતો નથી તથા તેની દ્રષ્ટિ કેટલાક દેશો પર છે ને કેટલાક પર નથી એમ છે કે કેમ ? વિગેરે વિષે સમજવું જરૂરનું છે. ઇશ્વરને સીમા હશે, પરિણામ હશે, અથવા તેનામાં કંઈ કમીપણું હશે એવી કલ્પના કરવી એ નિરર્થક છે કારણ એવું કહ્યાથી તેને ઈશ્વર ના કહેવાય. કારણ હરેક દ્રષ્ટ પદાર્થનો નીર્દેશ કરી શકાય છે પરંતુ ઇશ્વરનો નીર્દેશ થઈ શકવાનો નહીં. તે સર્વ જગ્યાએ પરીપૂર્ણ છે. તથા તેજ પોતાનું પૂર્ણ સ્વરૂપ સમજી શકે છે. બીજાથી એનું પૂર્ણ સ્વરૂપ ઓળખી શકાતું નથી. કારણ ઇશ્વર શીવાય હર કોઇની બુદ્ધિ ઇશ્વર કરતાં કંઈ અંશે પણ કમી છે. કારણ આપડે અપૂર્ણ જ્ઞાનની પાયરી સુધી ચઢી શકીએ છીએ પરંતુ પૂર્ણ જ્ઞાનની પાયરી તેના શીવાય બીજાને કેવળ અલક્ષ્ય છે. એટલા માટે જે તેને અસીય, અપરીમેય, અનંત, ઇત્યાદિ વિશેષણો આપવાં યોગ્ય દેખાય છે. તેનો કોઈ પણ બાબતમાં થાગ લાગી શકતો નથી. એ ઇશ્વર જ્ઞાન, શક્તિ, મંગળભાવ તથા દેશકાળ આ સર્વના સંબંધમાં પણ અનંત છે.

એ સર્વજ્ઞ છે—તેનું જ્ઞાન તેના અનંત ગુણોમાં અળવીએ એટલે તે પોતેજ સર્વજ્ઞ એમ જણાય છે. પોતે ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન આ ત્રણે કાળના સર્વ વ્યાપાર જાણે છે. તે બાહ્યાતકારી સર્વ વિષય જાણે છે. એટલુજ નહીં પરંતુ આપડા મનમાંની સર્વ કામનાઓ તથા તેની અંદરના ભાવ પણ

સારી પેઠે સમજી શકે છે. સારૈંશ તે સર્વ સાક્ષીરૂપ સર્વત્ર જુવે છે. તેના જ્ઞાનની સીમા નથી માટેજ તેને અનંત કહેવો જોઇએ.

એ પૂર્ણ મંગળ છે—જયારે તેનાં મંગળ સ્વભાવમાં તેના અનંત ગુણો મેળવીએ ત્યારે તે પૂર્ણ મંગળ છે એમ કહેવાય છે. કોઇ પણ દોષ કિંવા કલંક તેને સ્પર્શ કરી શકતો નથી અર્થાર્થ તેના મંગળપણાનો પાર નથી. માટે એને પૂર્ણ મંગળ સમજવો જોઇએજ.

એ સર્વ શક્તિમાન છે.—જયારે તેની શક્તિ વિષે વર્ણન કરવામાં આવે છે ત્યારે તે અનંત શક્તિ અથવા સર્વ શક્તિમાન એમ પ્રત્યયમાં આવે છે. એકાદુ સારૂ કામ આપડે છેવટ લેઈ જવાની ઇચ્છા રાખીએતો, આપણામાં સર્વશક્તિમાનપણાનો અભાવ છે તેથી તે મનોર્થ પૂર્ણ થઇ શકતો નથી. કારણ આપડી શક્તિ અપૂર્ણ છે. પરંતુ ઈશ્વર સંબંધે તેમ વાત નથી તેની ઇચ્છા મંગળમય છે. શક્તિ અપાર છે માટે તે જે ઇચ્છે છે તે બને છે. તેની અપાર શક્તિના આધારે જે પદાર્થ માત્ર પોતાની શક્તિ ધારણ કરે છે, તેમજ આકાશમાંના મંડળ નિવાસી જીવ જેનું આ પ્રમાણે અતિ સુક્ષ્મમાંનું સુક્ષ્મ ચમત્કારીક પદાર્થ જીવ એમની તરફ ઝીણી નજરથી જોઇએ છીએ તો તેની અપાર શક્તિની સમાપ્તિ થએલી દેખાતી નથી. સારૈંશ તેની શક્તિ વિલક્ષણ છે, ને પોતે જ સર્વ શક્તિમાન છે. સૃષ્ટિની સ્થિતી તથા લય તેજ કરી શકે છે તે માટેજ ઈશ્વર અપાર શક્તિમાન કહેવાય છે.

તે નિત્ય છે.—તેના અનંત ગુણ, કાળ સાથે મેળવીને નિત્ય એવી સોંજ્ઞા આપવી જરૂર છે. તે પૂર્વે હતો, હાલ છે, તથા હવે પછી પણ રહેશે. જયારે આ સર્વ બ્રહ્માંડ ઉત્પન્ન થયું નહોતું ત્યાર પહેલાં પણ તે હતો ને જો કે આ સૃષ્ટિનો લય થશે, એમ માનીએ તો પણ તેતો અક્ષય રહેશે એવી ખાત્રી થાય છે માટે સિદ્ધાંત કે કાળની સાથે તેનો કંઇ ફેરફાર થતો નથી તે ઇશ્વર નિત્ય છે તે સર્વ કાળ એક સરખો

જ રહેશે ને કદી પણ નાશ પામશે નહીં.

તે સર્વવ્યાપી છે—દેશે કરીને તેને સીમા આવતી નથી, એવો કોઇ પણ દેશ, અથવા ભાગ નથી કે, જેમાં ઇશ્વરનું અસ્થિત્વ નથી. તે સર્વ સૃષ્ટિમાં છે તેમાં અચિંત્ય તારા ગણોમાં પણ તેનો નિવાસ છે. એવું એક પણ સ્થાન નથી કે જેમાં તે નથી, સર્વથી અતી નીકટ જે આપણાં અંતઃકરણ તેમાં પણ એ રમી રહ્યો છે.

તે સર્વ નિયંતા છે—નિયંતા સીવાય કોઇ પણ નિયમ થતો નથી માટે કોઈ પણ કાર્યનો નિયમ કહ્યો એટલે એને કોઇ નિયંતા છે એમ કહેવું જોઇએ.

એજ સર્વાશ્રય છે—તેનુંજ અવલંબન કરીને સર્વ માયા સુદ્ધાંત પોત પોતાના કાર્યમાં નિયુક્ત રહે છે. કારણ તે એકલોજ સર્વનો આધાર ભુત છે તથા સર્વ તેના આશ્રિત છે. પૂર્વે આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ ન હુતી ત્યારે પણ તે સૃજન પણે હુતો અને તેના સૃજન પણે શક્તિ અવ્યક્ત રૂપે હુતી પછી તેજ શક્તિ કાર્યમાં પરિસ ફુટ થઇને જે કંઇ થયું તે તેનીજ અપાર શક્તિવડેજ થએલ છે, માટે તેજ સર્વનો આધાર ભૂત છે.

તે નીરાકાર છે—તેનો કોઇ પણ પ્રકારનો આકાર નથી. કારણ જેટલા સાકાર પદાર્થ તેટલા જડ પદાર્થ છે, તથા જેટલા નીરાકાર હોય તેટલા ચૈતન્ય જાણવા. તે જ્ઞાનસ્વરૂપ છે. માટે તેને અવયવ નથી. ઇશ્વર જડ પદાર્થ એમ જો માનીએ તો સીમા વીસીષ્ટ થાય અને તેમ હોયતો તે ઇશ્વરજ નહીં. સર્વ જડ વસ્તુઓને અવયવ હોય છે ને તેમના કકડા કરવા ધારીએ તો થાય પરંતુ પરમેશ્વરને આકૃતિ અથવા પરીમેયતા આવતી નથી. સૂર્યના કીરણોમાં દ્રષ્ટી ગોચર થનાર અતિ સૂક્ષ્મ કિરણોને પણ આકાર છે, પરંતુ જ્ઞાન શબ્દ તેવો નથી તે નિરંશ છે. આપણો આત્મા જેમ નિરઅવયવ છે તેમ પરમાત્મા પણ નિરઅવયવ છે માટે તે જ્ઞાનસ્વરૂપ તથા મંગળસ્વરૂપ તથા ચૈતન્યસ્વરૂપ અને નિરાકારજ છે. અને તે એકલોજ સર્વાધારભૂત છે. એકથી વધારે ઈશ્વર માનવાથી તેના અનંત-

પણાને અક્ષેપ આવે છે. એટલા માટે નિરાકાર ચૈતન્યમય મંગલસ્વરૂપ છે. સૃષ્ટીનાં સર્વ કારણોના વિમળનો તેમ નિયંતા છે. બીજો કોઇ અન્યભાવથી તેને શાહ્યકારી નથી ને શાહ્યકારી માનીએતો તે પણ તેનુંજ સ્વરૂપ છે. એમ સ્પષ્ટ રીતે દર્શીત થાય છે. એજ રીતે તે નિરાકાર સિદ્ધ થાય છે. તેને કોઇ પણ પ્રકારનો આકાર નથી.

તેજ પરીપુર્ણ છે:—તેને કિંચત પણ કમી પણું નથી કારણ તેને કંઈ પણ અંત નથી સીમા નથી, તથા પરિમાણ પણ નથી તે અનંત, અસીમ, અપરીમેય. તથા પૂર્ણ છે. તેની બરોબરીમાં કોઇની પણ તૂળના થઈ શક્તિ નથી.

તેજ અનાદ્યંત છે:—તેને આદિ તથા અંત પણ નથી તેનામાં કિંચીત પણ મલીનતા નથી તથા તે આનંદમય છે. જે કોઇ તેના આનંદનો લાભ કરી લેછે તે પરમાનંદનો ઊપભોગ કરવાને તૈયાર થાય છે. પ્રેમળ સાધુ પુરૂષો પ્રત્યેક પદાર્થમાં તે ઇશ્વરનો અપાર મહિમા જોઇને આનંદ સાગરમાં નિમગ્ન થાય છે. તેજ એક આપણી સાહ્યતા તથા સંપત્તિ એવું સમજીને તેનાથી વિમુક્ત થવુ નહીં. નિશદિન તેનાજ કાર્યમાં નિયુક્ત થઇ આપણે આપણું આયુષ્ય નિર્ગમન કરવું જોઇએ તથા નીત્ય સુખને પ્રાપ્ત થવું જોઇએ. જે સર્વજ્ઞ પરમેશ્વર તેજ અમારા અંતર્યામિ છે. તે સર્વ સાક્ષી રૂપે આપણા અંતરમાં રમી રહેલો છે એમ ખચીત સમજવું ને તેનું પ્રિય કાર્ય સાધવાને તત્પર થવું જોઇએ તે મંગળસ્વરૂપ છે. તેની પ્રાપ્તિ કરી લેવાની આપણી ઇચ્છા હશે તોજ આપણું કલ્યાણ થશે.

આ માયા વિષે જે ચેતનની છાયા એટલે આભાસ અને માયાનું અધીષ્ટાન (ચેતનના સમાઈક સમુહ આ બંનેના બનેલ સ્વરૂપને ઈશ્વર કહે છે. તે ઇશ્વર મેઘાકાશ સમ છે, તથા અંતરયામી છે. કેમકે સર્વના અંતઃકરણમાં પ્રેરણા કરે છે તેમ તે સદા મુક્ત છે. કેમકે તેને પોતાના સ્વરૂપમાં આવર્ણ નથી તેથી તેનામાં જન્મમરણાદીક બંધની પ્રતીતી નથી કેમકે સત્વગુણથી જ્ઞાનની ઊત્પત્તિ થાય છે વાસ્તે પ્રકાશ સ્વભાવ વા-

જો સત્વગુણ છે એવી સત્વગુણવાળી માયાને વિષે જે ચેતન-
નો આભાસ તેને સ્વરૂપ વિષે અથવા બીજા પદાર્થ વિષે આ-
વર્ણ સંતાપે નહીં વાસ્તે ઇશ્વર સદા મુક્ત છે, તથા તે સર્વજ્ઞ
છે. માયા એ ઇશ્વરની ઊપાધી (એટલે અતિ મહાન તેજસ્વી
પારદર્શક કાચના ઘર જેવો કોશ છે.) જેમાંથી સર્વે સમજી શ-
કાય છે અને જીવની અજ્ઞાન એ ઊપાધી એટલે અતિ ઝાંખા
અપારદર્શક માટીના ઘર જેવો કોશ છે) જેમાંથી કશુ પણ જા-
ણી શકાતું નથી.

### આત્મા.

આત્મા—મનુષ્યનું પ્રકૃત નામ તેનેજ આત્મા કહે છે.
જ્ઞાન, પ્રિતી તથા ઇચ્છા એ આત્માના ત્રણ પ્રકૃત ગુણ છે. વ-
સ્તુતઃ તે ત્રણ ગુણોથીજ આત્મા સુસ્થીત થએલો છે. જ્ઞાન-
ના યોગે સર્વ વિષય જણાય છે. સ્વાસની ઉત્પત્તિ થાય છે,
પ્રિતી એ ધર્મની મૂળ ભૂમી તથા ઇચ્છા એ ધર્મોપારજનનો
એકજ ઉપાય છે આ ત્રણ પૈકી એક પણ અંગનો બીગાડ થા-
ય છે તો જીવાત્મા નાના પ્રકારના કલેશથી પીડીત થાય છે,
ને તેને એવી સ્થિતિ હોય છે ત્યારે વિકૃત આત્મા કહેવાય છે.
જીવાત્મા વિકૃત અવસ્થામાં પડી ભ્રમ સાગરમાં દાખલ થઇ તે
યોગથી જડવત થઇ જાય છે. તથા બુદ્ધિ જ્ઞાનના શંખલામાં-
થી મુક્ત થઇને તે નેત્રહીણ શરીર માફક કાર્ય કરે છે આ પ્ર-
કારે તે ઉત્તરોત્તર ભ્રમ કુપમાં પડીને છેવટ પોતાના પ્રકૃત ધ-
ર્મથી ભ્રષ્ટ થાય છે. આથી જગતમાં અનેક પ્રકારના કાલ્પની-
ક ધર્મ ઉત્પન્ન થએલા છે.

આત્મા એ ચેતન પદાર્થ છે, તેને કોઇ પ્રકારનો આકાર
નથી. જ્ઞાન પ્રિતી તથા ઇચ્છા એ ત્રણે તેના જે અંગ તે સા-
કાર નથી માટે તે પણ સાકાર નથી. આત્મા તથા મન એ
બને એકજ સંજ્ઞા છે. મન એ આત્માનુંજ નામ અથવા
અવસ્થા વિશેષ છે આત્મા જે વખત અહિક કામમાં રત હો-
ય છે, તે વખત તેને જીવાત્મા કહે છે તથા જયારે પરમેશ્વર-
ની ભક્તિમાં હોય છે ત્યારે તેને આત્મા કહે છે. આત્મા અ-

વિભાજય પદાર્થ છે તેના વિભાગ કરાતા નથી ને જેને આકાર છે, એટલે પરમાણું સંયુકતથી જ થએલો છે તેનાજ ભાગ કરાય છે, પરંતુ આત્મા કંઇ તેવો નથી તે તો ચેતન પદાર્થ નિરાકાર છે. માટે તેના વિભાગ કરાતા નથી.

આત્માની પ્રકૃતિ તથા વિકૃતિ—ધર્મ એ આત્માને પ્રકૃતિ છે તથા પાપ એ તેની વિકૃતિ છે. જે કોઇ એમ ધારે કે પાપ એ પણ આત્માને શોભાવે છે એવું કહે તેનો એ તર્ક ખોટો છે, એમ બેલાશક કહેવાય. પાપ એ મનુષ્યનો સ્વભાવ છે એ-મ ગણીએ તો ઇશ્વરને સ્રષ્ટા ઠરાવ્યા તે પણ એ પગલું થાય, પવિત્ર પરમેશ્વર પાપનો ઊત્પન્ન કરતા છે એમ કદી પણ કહે-વાય નહીં. જે કોઈ ઇશ્વરને પાપ સ્રષ્ટા કહે છે તે પર્મ કૃપાળુ પરમેશ્વરની પવિત્રાઈ માન્ય કરતા નથી એમ સિદ્ધ થાય છે. પાપ એજ જો આત્માની પ્રકૃતિ હોય અને ધર્મ એ વિકૃતિ હોય તો તેને પાપાત્મા કહેવો પડે અર્થાત તેમ થાય ત્યારેતો આ વિકૃતઅવસ્થા તેને કષ્ટ ભોગવવાં પડે છે. ત્યારે પાપનો સ્વરૂપનો સ્વભાવ કહેવો માટે આવી હાસ્યાસ્પદ વાત કદી પણ મુખે કહાડવી નહીં. વ્યાધી એ કોઇ શરીરનો પ્રકૃત ગુણ કહેતો તેનું કહેવું જેમ અગ્રાહ્ય છે તેમજ ઉપરની બાબત પણ અગ્રાહ્ય છે.

આત્માની સ્વતંત્રતા.—આત્મા જે વખતે ધર્મ માર્ગમાં ચાલે છે તે વખતેજ તેને ખરી સ્વતંત્રા પ્રાપ્ત થાય છે. અને જ્યારે પાપ કર્મ કરે છે ત્યારે પ્રવૃત્તિને આધીન થઇને સ્વતં-ત્રાતાથી ભ્રષ્ટ થાય છે. જે કોઇ ઇશ્વરને આધીન ન રહેતાં સ્વે-ચ્છા ચારી થાય છે તેજ પ્રવૃત્તિને આધીન થઇ પાપ કર્મ કરવા પ્રવર્ત થાય છે. સર્વ પ્રકારે ઇશ્વરના આધીન રહેવાથી સ્વતાઃનું રક્ષણ થાય છે. ઇશ્વરની ઉપર પ્રિતી કરીને તેની આજ્ઞાઓનું પ્રતિપાલન કરીએ તો સ્વતંત્રતા રહે છે. સ્વતંત્રતા એજ મનુષ્યના સત્વનું કારણ છે. મનુષ્યને સ્વતંત્રતા ન હોય તો તેમાં પશુ કરતાં કંઇજ વધારાપણું નહીં કહેવાય તેમજ તેનામાં અને પશુનામાં કંઈ ભેદ રહે નહીં. સ્વતંત્રતા માટેજ

મનુષ્ય બીજા સર્વ પ્રાણીથી શ્રેષ્ઠ છે. સ્વતંત્રતાના બળથીજ તે-ને ઇશ્વર પ્રાપ્ત કરી લેવાનો અધીકાર આપ્યો છે, તેનીજ મદદથીજ તે નાના પ્રકાર ને વિદ્યા શોધી કહાડે છે. સ્વતંત્રતાના આશ્રયથીજ મનુષ્ય અજ્ઞાન અવસ્થામાંથી સજ્ઞાન અવસ્થામાં જઇને લાભ પ્રાપ્ત કરી શકે છે. સ્વતંત્રતા એજ ઉત્તમ કાર્યનું કાર્ય છે એટલી એ જો ન હોયતો આત્મીક અથવા સંસારીક અથવા કોઈ પણ પ્રકારની વૃદ્ધિ આપણી દૃષ્ટિએ પડત નહીં કેટલાકનો મત એવો છે કે મનુષ્યને સ્વતંત્રતા બીલકુલ નથી ઈશ્વર જેમ પ્રેરણા કરાવે છે, તે પ્રમાણે મનુષ્ય કરે છે આ તેમનું કહેવું સયુક્તિ લાગતું નથી કારણ ઇશ્વર જે પ્રમાણે કરાવે તેજ પ્રમાણે તેઓ કરે તેમ હોયતો કોઇ પુન્યવાન અને કોઈ પાપી અથવા શ્રીમાન, અને કોઇ દરીદ્રી, કોઈ પંડીત, અને કોઇ મૂર્ખ, કોઇ સુખી અને કોઇ દુઃખી આવા ભેદ ન હોવા જોઇએ. કારણ ઈશ્વર નીર અપેક્ષિત તથા મંગળસ્વરૂપ છે. તે કરાવે તેજ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય કરે તો સર્વની અવસ્થા એક સરખીજ થવી જોઇએ એમાં કંઈ પણ સંશય નહીં માટે સ્વતંત્રતા નહીં કબુલ કરવી એ એક જાતની ચુક જેવું છે મનુષ્ય સ્વતંત્ર છે એટલે જે પ્રકારનું તે કાર્ય કરે છે તે પ્રકારનું ફળ તેને પ્રાપ્ત થાય છે.

જીવાત્મા સીમા વિસીષ્ટ છે અર્થાત તેના જ્ઞાન તથા શક્તિની સીમા છે ને તે સર્વ વિષય જાણી શકતો નથી તથા જે જે ઈચ્છા તે કરે છે તે સર્વ તેનાથીજ પૂર્ણ કરી શકાતી નથી એ આત્મા ભીન્ન છે, ને તે એક જડયંત્ર જેવો છે તે પ્રમાણે આત્મ વિષે નથી. આત્મા તો કેવળ સ્વતંત્ર છે અને કંઇ વિકાર થતો નથી કારણ શરીરથી આત્મા સર્વ પ્રકારે જુદો છે.

ચૈતન્ય તથા શરીર એ બેનું ભીન્નત્વઃ—કેટલાક એવું કહે છે કે શરીરમાં ચૈતન્ય પ્રથક નથી શરીરમાંના સમાઈક દ્રવ્ય યોગે ચૈતન્યની પ્રતિતી થાય છે એટલે જે પરમાણુઓના યોગે આ શરીર નીરમાણ થયું છે તે પ્રમાણુઓના યોગે કરીને ચૈતન્યની પ્રતિતી થઈ છે. આનો ઊત્તર એજ કે પરમાણું એ

જડ પદાર્થ છે. એમના અંગે ચૈતન્ય શકિત સંભવતી નથી પ-રમાણુની અંદર ચૈતન્ય શક્તિનો સંભવ હોત તો સર્વ પૃથ્વિ, પર્વત, ઇત્યાદી મોટા મોટા જડ પદાર્થ ચૈતન્ય થાત શરીરમાં જે પરમાણુંઓથી પરમાણું છે એ કરતાં પણ અનેક પટ પૃથ્વિ તથા ઇતર જડ ગો ગોળાં પરમાણું છે પરમાણું સં-યુક્તથી ચૈતન્ય શક્તિની ઊત્પત્તિ થઇ શક્તિ હોતતો મનુષ્ય ક-રતાં પણ પૃથ્વિ અને બીજા મોટા મોટા પર્વતની અંદર અધી-ક ચૈતન્ય શક્તિ હોય એમાં સંશય નથી પરંતુ જેટલા માટે એક પણ પદાર્થને ચૈતન્ય શક્તિ નથી, એટલા માટે એ વાત કેવળ ઊધાડી છે કે પરમાણુમાં પણ ચૈતન્ય શક્તિ નથી જે ઉ-પરથી પરમાણું સંયુક્તથી ચૈતન્યની ઊત્પત્તિ થતી નથી એ-મ સિદ્ધ થાય છે ને એટલા માટે એ ચૈતન્ય શક્તિને ઓળખી તેની પ્રાપ્તિ કરી લેવી જોઇએ એ પ્રાપ્ત કરવાનાં મહા જ્ઞાની જનોએ નીચેનાં સાધનો અનુભવેલાં પ્રદર્શિતિ કર્યા છે.

૧ નિષ્કામ્ય કર્મનું અનુષ્ઠાન અને કામ્ય કર્મનો ત્યાગ ૨ જેથી નિત્યા નિત્ય વિવેક—૩ જેથી અહિક તથા પરલોકિક અર્થનું વૈરાગ્ય—૪ જેથી સમદમ આદિ સંપત્તિ—૫ જેથી દૃઢ મુમુક્ષતા—૬ જેથી ગુરૂપસતિ—૭ જેથી મહાવાકયનો ઉપદેશ—૮ જેથી શ્રવણ, મનન તથા નિદ્દ્ધ્યાસ—૯ જેથી બ્રહ્મ સાક્ષાત-કાર—૧૦ જેથી અજ્ઞાન સર્વનો નાશ—૧૧ જેથી ભ્રમ સંશયનો નાશ—૧૨ જેથી પ્રારબ્ધ કર્મ સુદ્ધાનો નાશ—૧૩ જેથી ક્રિયા-માણનો અસ્લેશ—૧૪ જેથો વાસના ક્ષય—૧૫ જેથી મનોજય—

૧૬ જીવન મુક્તતા— જેથી

૧૭ સ્વતાઃ સમાધી ચડાવવા તથા ઊતારવાની દશાની પ્રાપ્તિ— જેથી

૧૮ પોતાની ચડાવેલી સમાધી ઊતારવાની અવસ્થા એ-ટલે બીજો ન ઊતરાવે ત્યાં સુધી ન ઊતરવાની દૃઢતાની દ-શાની પ્રાપ્તિ— જેથી

૧૯ પોતાની! ચડાવેલી સમાધીની ઉતારવાની ઈચ્છાનો કે-વળ ભંગ સમાધીનિ મગ્નતાની દશાની પ્રાપ્તિ— જેથી

ઉપરની સ્થિતિઓ ક્રમશઃ પ્રાપ્ત કરી લેઇએ તો પૂર્ણ બ્રહ્માનંદમાં મળી ગયા એટલે આત્મા પરમાત્મા એક થઈ ગયો એમાં કંઈ પણ સંશય રહે નહીં.

ઉપર પ્રમાણે પણ જો બની શકે નહીં તો માત્ર સંસાર નિર્વિઘ્ને અને હોંશીઆરીથી પસાર કરવા માટે નિચે બતાવેલી કહેવતો છે તે અનુભવવી એટલે સંસાર બીન અડચણે પસાર કરી શકશો એમ અમારી ખાત્રી થએલી છે.

## કહેવતો.

૧ એક ઇષ્ટને ભાવ રાખીને ભજવો.
૨ ગર્ભ શ્રીમંતાઇ રાખવી.
૩ સવારમાં વહેલા ઉઠી પ્રભુનું સ્મરણ કરવું.
૪ કામ ચડવા દેવું નહીં.
૫ એકદરના હાથ નીચે નોકરી કરવી નહીં.
૬ જે કામ કરવું તે પોતાની પૂરી સમજથી કરવું.
૭ વિપ્રનું કદી પણ અપમાન કરવું નહીં.
૮ દેશાવરની દરરોજ ખબર જાણવી.
૯ હરેક બાબતનું યુક્તિસર સમાધાન કરવું.
૧૦ ખરી મહેનતથી દ્રવ્ય જોડવું,
૧૧ જે વખતે જે માણસ જે દરજ્જે હોય તેવો તેને માનવો
૧૨ કોઇનું લાંછન જોવામાં આવે તે ઢાંકવું.
૧૩ હજાર અડચણો હોય તોપણ મીત્રને ત્યાં જમવા જવુંજ.
૧૪ નીચની સંગત કરવી નહીં.
૧૫ સ્ત્રીને સાચું કહેવું નહીં.
૧૬ બારણું ઉઘાડું મુકી સુવું નહીં.
૧૭ જોશી, વૈદ અને પંડિતને હમેશાં મળવું.
૧૮ નકામો વખત ગુમાવવો નહીં.
૧૯ આજ થઈ શકે તે કાલ ઉપર રાખવું નહીં.
૨૦ કોઇની હાંસી કરવી નહીં.
૨૧ હલકી નજર રાખવી નહીં.

૨૨ સાહસ કર્મ કદી પણ કરવું નહીં.
૨૩ પરમેશ્વર તથા લોકથી ડરવું.
૨૪ દેવું કરીને ખર્ચ કરવો નહીં.
૨૫ પાછળ કોઇની નિંદા કરવી નહીં.
૨૬ જ્યાં સ્નેહ બંધાણો ત્યાં વેર કરવું નહીં.
૨૭ આત્મ વખાણ કરવાં નહીં.
૨૮ દુઃખ પરાણે વેઠવું નહીં.
૨૯ મિત્રને પણ અતિ ગુહ્ય વાત કહેવી નહીં.
૩૦ પારકી સ્ત્રીથી હસવું નહીં.
૩૧ અતિ ભાષણ કરવું નહીં.
૩૨ જેવી સંપત્ત હોય તેવું ભોજન કરવું.
૩૩ સુખ આવે છાકી જવું નહીં.
૩૪ દુઃખ આવે ડરવું નહીં.
૩૫ આપણાથી અધીકને જોઇને ક્લેશ કરવો નહીં.
૩૬ લોભી જનને ધનવડે સાધવો.
૩૭ ગરવીને હાથ જોડી સાધવો.
૩૮ મૂર્ખને મનગમતું કરવા દેવું.
૩૯ પંડિતની સાથે સાચી વાણી રાખવી.
૪૦ હરી, ગુરૂ તથા માબાપની સેવા કરવી.
૪૧ લાખ ગમાવીને પણ સાખ રાખવી.
૪૨ સેહેજ રોટલી મળી તેને દૂરના લાડુ માટે તજવી નહીં.
૪૩ પોતાના ખોળાના પૂત્રને અળગો કરવો નહીં.
૪૪ હમેશાં સામા માણસને શોભા આપવી.
૪૫ જે કરવાથી પરિણામે હાની તે કરવું નહીં.
૪૬ પોતે થઇને અર્પણ થવું નહીં.
૪૭ જ્યાં પ્રીતીની ઇચ્છા હોય ત્યાં ત્રણ વાનાં કરવાં નહીં:—
૧ વિવાદ, ૨ ધન વહેવાર, ૩ સ્ત્રી સંભાષણ.
૪૮ માતા પીતા ઉપર હેત ધરવું.
૪૯ કોઇથી જાર પ્રીતી કરવી નહીં.
૫૦ પાંણ, વાંણુ અને દ્રષ્ટિ મીઠી રાખવી.

૫૧ જે બાબત જે પુછે તેને તેવો ઉત્તર દેવો.
૫૨ જેના વગર ચાલે નહીં તેની મરજી રાખી રહેવું.
૫૩ આળસ તથા ક્રોધ તજવો.
૫૪ પર દુઃખ દેખી પ્રસન્ન થાવું નહીં.
૫૫ પાખંડ ધર્મ ધરવો નહીં.
૫૬ મોટા જનની અદબ રાખવી.
૫૭ બાળકને શીખામણ દેવી.
૫૮ ગુરૂ જનની સેવા કરવી.
૫૯ દીનના ઉપર દયા રાખવી.
૬૦ સ્ત્રીને વશ કરી લેવી.
૬૧ મોટાની સાથે બગાડવું નહીં.
૬૨ નૃપ અને જોગીનો આસંગો રાખવો નહીં.
૬૩ જુના ઘરમાં રહેવું નહીં.
૬૪ જાર, જુગારી, તસ્કર, વ્યસનીની સોબત કરવી નહીં.
૬૫ વહેવાર, આહાર, વેપાર, એ ઠેકાણે લાજ ધરવી નહીં.
૬૬ સ્ત્રી, પુરૂષ, બાપ, દીકરો, અને ભાઈ ભાઈ એમની તકરારમાં દરમિયાન થવું નહીં.
૬૭ કુડી શાખ ભરવી નહીં.
૬૮ માણસ જોઇને કામ પાડવું.
૬૯ ખોટા માટે હઠ કરવી નહીં.
૭૦ દીન સગાંને આપીને માગવું નહીં.
૭૧ નાના દુસ્મનને ગુણે મારવો.
૭૨ કોઇને મર્મ વચન કહેવું નહીં.
૭૩ વાટે જતાનું કષ્ટ કાપવું.
૭૪ સઊ સાથે મીઠું બોલવું.
૭૫ કોઇનું ભુડું કરવું નહીં.
૭૬ રોમ રોમ જીવ રાખવો.
૭૭ ગુણવંતની ઇતરાઇ કરવી નહીં.
૭૮ ગરજ વખતે ગુમાન ધરવું નહીં.
૭૯ પરઘેર જઇને દુઃખ રોવું નહી

૮૦ પર ઘરમાં અચાનક જવું નહીં.

૮૧ વાત કરતાં હસવું નહીં.

૮૨ સર્વ વાર્તાનો ગુણ લેવો.

૮૩ અણી ચૂક્યો સો વરસ જીવે તે જાણવું.

૮૪ લખતાં વાત કરવી નહીં.

૮૫ ક્રોધ ઉપર શાન્તી કરવી જોઇએ.

૮૬ ધનનો મદ ધરવો નહીં.

૮૭ પચીસ પચાસનું ખત લખવું નહીં.

૮૮ જન્મ મરણનો ભય ટાળવો.

૮૯ પરનાર, પરધન, પરનિંદા, પરહરવો.

૯૦ ગુણી જનને ધાસવું.

૯૧ રાંક ઉપર રૂઠવું નહીં.

૯૨ રાંક થઇને રળવું.

૯૪ ગરીબ થઇ ભણવું.

૯૫ ૧ ઊત્સાહવંત ૨ સંતોષી, ૩ ધૈર્યવાન, ૪ શુદ્ધસીત, ૫ શુર, આ પાંચનું સેવન લક્ષ્મી પોતે કરે છે.

૯૬ ૧ આભ્રછાયા, ૨ ખલપ્રીતી, ૩ નવીનતૃણ, ૪ યૌવન, અને ૫ ધન એ ઘણા દીવસ ટકતાં નથી.

૯૭ ચીતનો જાણનાર મીત્ર, મનોહર સ્ત્રી અને પરદુ:ખ જાણનાર એ દુર્લભ છે.

૯૮ ચતુરની લાત સારી, પણ મુરખની વાત સારી નહીં.

૯૯ અપમાન થાય તો પણ સ્વામીની સમીપ રહેવું.

૧૦૦ ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ સઊથી મોટો છે તે પુરો અનુભવવો.

૧૦૧ અપકાર કરે તે શત્રુ જાણવો.

૧૦૨ ૧ અર્થ નાશ, ૨ ગ્રહ છિદ્ર, ૩ દાન, ૪ માન, ૫ અપમાન, ૬ આયુષ, અને ૭ ધન, આ સાત વાનાં ડાહ્યા માણસે પ્રગટ કરવાં નહીં.

૧૦૩ સ્વધનનો સહ પ્રતિ વ્યય કરવો.

૧૦૪ અનર્થ દુર કરવો.

૧૦૫ દેશકાળ, પોતાનો મીત્ર કોણ કોણ, પોતાની શક્તિ કેટલી એનો વિચાર નિરંતર કરવો.

૧૦૬ જ્યાં બહુ ક્ષુદ્ર હોય ત્યાં સુખ નથી તેવું જાણવું.

૧૦૭ હિતકર્તાનું વચન માનવું.

૧૦૮ પ્રસંગ આવતાં પહેલાં તમામ વિચાર કરવો.

૧૦૯ ૧ ઇર્ષુ, ૨ લજાયમાન, ૩ અસંતોષી, ૪ ક્રોધી, ૫ નિત્યશંકીત, ને ૬ પરભાગ્યોપજીવી આ છ જણા દુઃખ ભોગવે છે.

૧૧૦ જે કોઇ અકસ્માત અપરિમિત આવે તેનો વિશ્વાસ કરવો નહીં.

૧૧૧ બળવંતથી વિરોધ કરવો નહીં.

૧૧૨ ઘણા શત્રુ હોય તો તે પૈકી એકનાથી સ્નેહ કરીને સંપૂર્ણનો ક્ષય કરવો.

૧૧૩ ઊંચના આશ્રયથી શોભા વધે છે.

૧૧૪ સ્ત્રીઓ, કુમિત્ર, શત્રુ, અને ધુત, આમના આગળ સત્યથી પરીણામ થતો નથી.

૧૧૫ સંકષ્ટ સમયે જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી તે ડાહ્યો જાણવો.

૧૧૬ બળવંત શત્રુને વેરીની મારફત હઠાવવો.

૧૧૭ સુજસ મેળવવા હમેશ પ્રયત્ન કરવો.

૧૧૮ ઘાતી મીત્રને એકદમ તજવો.

૧૧૯ ઇશ્વરની કૃપા સંપાદન કરવી.

૧૨૦ મીઠો અને લાલચી હોય તેને પરહરવો.

૧૨૧ પુન્યાઇનું ફળ સુખ અને પાપનું ફળ દુઃખ છે.

૧૨૨ સુત, સમૃદ્ધિ, શરીર, એ ત્રણનો ગર્વ કરવો નહીં.

૧૨૩ નવાણુંનો ધક્કો રાખવો.

૧૨૪ જપ, તપ, અને જોગ, આ ત્રણે વાનાં છાનાં કરવાં.

૧૨૫ સતીનો શ્રાપ લેવો નહીં.

૧૨૬ કોઇની આશા ભંગ કરવી નહીં.

૧૨૭ ૧ પર પરાક્રમ, ૨ પરચાતુરી, ૩ પરલક્ષ્મી, અને ૪ પરનાર, આ ચાર વસ્તુનો વાદ કરવો નહીં.

૧૨૮ અહીં રહેવાનું કાચું છે તે જાણવું.

૧૨૯ કશી વાતે ખોટાઈ કરવી નહીં.

૧૩૦ મીત્રને સારીજ સલાહ આપવી.

૧૩૧ ઘરમાં હમેશાં અન્ન પાણી અને આબરૂ આ ત્રણ વાનાં ભર્યાં પુરાં રાખવાં.

૧૩૨ બને ત્યાં સુધી તમામ કાબુ પોતાનાજ હાથમાં રાખવું.

૧૩૩ કરકસર એ ત્રીજો ભાઇ છે.

૧૩૪ હરેક વાતનો રદીઓ તૈયાર રાખવો.

૧૩૫ ઝીનો કેડો લેવો નહીં.

૧૩૬ શત્રુ નાનો હોય પણ મોટો સમજવો.

૧૩૭ ક વખતે કોઇને ત્યાં જવું નહીં.

૧૩૮ સરકારી કામે કોઇની મોં શરમ રાખવી નહીં. વ્યાજબી લાગે તે કરવું.

૧૩૯ સંત પદની જોડ મેળવવાની ઇચ્છા રાખવી.

૧૪૦ લાસરીયા થવું નહીં.

૧૪૧ ભલાકર ભલા હોયગા.

૧૪૨ સોદા કર નફા હોયગા.

૧૪૩ ઇશ્વરની પાસેથી માફી મેળવવાની ઇચ્છા હોયતો પેલો બીજાને માફ કરવું.

૧૪૪ ફાટયું હમેશાં સાંધવું.

૧૪૫ હમેશ અક્ષર સારા લખવા તથા સફાઇ દેખાડવા પ્રયત્ન કરવો.

૧૪૬ આપેલી રકમની હેમેશાં પહોચ લેવી.

૧૪૭ હરકોઇની પાસેથી મીઠાશથી કામ લેવું.

૧૪૮ પ્રભુનો પુરો વિશ્વાસ રાખવો.

૧૪૯ જે વખતે જેવો પ્રસંગ આવે તે ચતુરાઇથી ગાળવો.

૧૫૦ ઘડપણને માટે ઘટીત સંભાળ લેવી.

૧૫૧ હરેક કામમાં તમામ જોઈતી વસ્તુ પાસે રાખવી.

૧૫૨ સભા સોહ્યંતું બોલવું એ સારૂં છે.

૧૪૩ દરરોજ દરપણમાં મુખ જોવું ને મુખના તેજ ઉપર ધ્યાન રાખી સતેજ રાખવું.

૧૫૪ અયોગ્ય કામથી સદા દુર રહેવું.

૧૬૫ કોઇને દુંકારો કરવો નહીં.

૧૫૬ કામ વિના પર ઘેર જવું નહીં.
૧૫૭ વનમાં એકલા જવું નહીં.
૧૫૮ તેલ અને તમાકુ તજવાં.
૧૫૯ હમેશ છુપકી બાતમી મેળવવાનો તપાસ રાખવો.
૧૬૦ સર્વ કામ છોડીને ગુરૂ તથા ગોવિંદને ભજવો.
૧૬૧ કરવતના જેવો સ્વભાવ રાખવો. એટલે બંને બાજુ સરખી કરવી.
૧૬૨ પાનની બીડી તપાસીને ખાવી.
૧૬૩ થોડું બોલ્યામાં સુખ શોભા છે.
૧૬૪ ગમ ખાવી એ મોટો ગુણ છે.
૧૬૫ મોટા જનોની અદબ રાખવી.
૧૬૬ હરકોઈ આપણી વાટ જુએ તેમ કરવું. ને બનતા સુધી જોઇતી વખતે હાજર થવું.
૧૬૭ વચન આપતાં પહેલો પૂર્ણ વિચાર કરવો.
૧૬૮ વાણી ૧ મૃદુ ૨ હિતકારક અને સત્ય બોલવી.
૧૬૯ ઘરમાં પાંચે ખાળ પુરા રાખવા.
૧૭૦ હરકોઇની પછવાડે પણ વખાણ કરવાં.
૧૭૧ આખું કદી ખાવું નહીં.
૧૭૨ મીઠા ઝાડનું મૂળ કાઢવું નહીં.
૧૭૩ બારણા આગળ બોરડી વાવવી નહીં.
૧૭૪ હરેક બાબતમાં નાઠા બારી રાખવી.
૧૭૫ ઘર પાછળ તથા દીકરી પાછળ દેવું કરે તે ગમાર.
૧૭૬ દેવું કરીને પણ દીકરો પરણાવવો.
૧૭૭ પહેલું માગણું ચુકે તેનો બાપ બણગું ફુંકે.
૧૭૮ સર્વ વાતે પોતાનો હક સાચવવો.
૧૭૯ કદી લાંચ રૂસવત લેવી નહીં.
૧૮૦ વેશ્યા સાથે વણજ કરવો નહીં.
૧૮૧ ૧ છીંક ૨ બંગાસુ ૩ પેશાબ અને ૪ પાછલો પવન કદી રોકવો નહીં.
૧૮૨ કાચી ભુખે ખાવું નહીં.
૧૮૩ રોગ અને શત્રુને થતાંજ મારવાં.

૧૮૪ પ્રેમદાનો વિશ્વાસ કરવો નહીં.

૧૮૫ પરદેશમાં પ્રિત વધારવી નહીં.

૧૮૬ અત્તરવાળાને આંગણામાં પેસવા દેવો નહીં.

૧૮૭ ઝાઝી કીડીઓ સાપને તાણે તે જાણવું.

૧૮૮ તુળસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય,
મુવા ઢોરકે ચામસે લોહ ભસ્મ હો જાય.

૧૮૯ ફુલાવ્યા ફુલાવુ નહીં.

૧૯૦ વાદે ધન વાપરવું નહીં.

૧૯૧ ભેર વાગે ભુંગળ વાગે ઉપર વાગે તુરી,
જડની આગળ ચૈતન્ય નાચે એ ફજેતી પુરી.

૧૯૨ નગન કદી સુવું નહીં.

૧૯૩ લેખણુ નીચે પ્રમાણેની રાખવી:-
માથાગંઠી મતહરે, બીચ ગંઠીજીવ જાય;
ટુંકી લેખણુ જે લખે, તેનું જડામૂળથી જાય.

૧૯૪ ચક્રસેવ્યં, વક્રસેવ્યં, નસેવ્યં કેવલ નૃપં;
ચક્રવક્ર અપ્રસાદેન, બ્રાહ્મણો ભવતી રાક્ષસા.

૧૯૫ હોનહાર હરદે બસે, વીસરજાત સબ સુદ્ધ;
જાકી જેસી હોતવતા યાકી એસી બુધ.

૧૯૬ ફુલ ફુલે જબ જાનીએ ગુલ્લાલા કે પોસ;
કામ પડે તબ જાણીએ યહવેરી યહદોસ.

૧૯૭ મીઠી મીઠી વાસ નહીં, મીઠી જાકી ચહાય;
અમલી મીસરી છાંડકે આફુ ખાય સદાય.

૧૯૮ લુખાં ભોજન, રણુ ઘણું, ઘેર કુલક્ષણી નાર;
ચોથાં મેલાં લુગડાં, એ નર્કે નિશાની ચાર.

૧૯૯ પાન પુરાણાં ઘી નવાર, ઘેર કુળવંતી નાર;
ચોથી પીઠ તુરંગકી એ સ્વર્ગ નિશાની ચાર.

૨૦૦ સત્ય બચન, ઓર દીનતા, પરસ્ત્રી• માત સમાન,
ઇતનેકુ ભગવાન ન મીલે તો તુલસીદાસ જમાન;

૨૦૧ કાળો બ્રાહ્મણ, ગોરો શુદ્ર, તે દેખી કંપે મહા રૂદ્ર.

૨૦૨ સજજન તબલગ સરસહે, જબ લગ પરો ન કામ;

હેમ હુતાશને પરખીએ પીતળ નીકલે શામ.

૨૦૩ સાહેબ, શ્રાવક અને સ્વામીનારાયણ એમનો સ્નેહ કરવો.

૨૦૪ સદધર્મથી વર્તવું.

૨૦૫ પરના કામમાં પોતાનું પણ કામ કરી લેવું.

૧૦૬ કબીર નાણા સાચકા, ફીરતા નવખંડમાંહી;
જેસેકુ એસા કહે ઇસ્મે નિંદા નાહી.

૨૦૭ કોણ પાપસે અવતરે, બડે બાપકે પૂત;
માગણ માગે પામરી, ઘરમે ન મીલે સુત.

૨૦૮ સર્જ્જન બાત વિવેકકી, કર અપને કુલકી રીત.
બરોબરીસેં કીજીએ, બેર બીવાહ ઓર પ્રીત.

૨૦૯ મુછ મેળાવોને પાઘડી. ચોથી જાતરને જાન;
નાનપણથી ન આવ્યાં, રંગલા કદી ન આવે કામ.

૨૧૦ અપકારને બદલે પણ ઉપકાર કરવો.

૨૧૧ ગુસ્સો ચઢે ત્યારે દશ અંક ગણવા.

૨૧૨ તુળસી આ સંસારમેં, ભાત ભાતકે લોક;
સબસેં હીલ મીલ ચાલીએ, નદી નાવ સંજોગ.

૨૧૩ વાવશો તેવું લણશો; ને કરશો તેવું ભોગવશો.

૨૧૪ આગળનાથી ચેતતા રહેવું.

૨૧૫ પથ્થર તળેનો હાથ પેરે પેરે કાઢવો.

૨૧૬ વિદ્વાન થવા પ્રયત્ન કરવો.

૨૧૭ સ્વભાવે ગંભીર થાવું.

૨૧૮ વિષયસુખમાં લપટાઇ રહેવું નહીં.

૨૧૯ મદથી ઉન્મત થાવું નહીં.

૨૨૦ હજામને મહોડે છુપી વાત કહેવી નહીં.

૨૨૧ નિચેના પાંચ પપ્પા પુરૂષને વહાલા રાખવા:–
પાન, પાઘ, ને પદમણી, પરિમળ, ને પોશાક,

૨૨૨ નીચેના પાંચ કકા કામનીને વહાલા રાખવા:–
૧ કંકુ, ૨ કાજળ, ૩ કંચવો, ૪ કસુંબો, ને ૫ કંથ

૨૨૩ ભુખ સર્વથી ભુંડી છે માટે વશ કરવી.

૨૨૪ એક નન્નો સો દુઃખને હણે.

૨૨૫ સંદેસો સુજ્ઞ સાથે કહાવવો.

૨૨૬ બહુબોલા, બેટી ઘણી, દો નારી ભરથાર;
ઇતનેકું કયા મારના માર રહ્યા કીરતાર

૨૨૭ રાગ, ભાગ્ય અને ચાતુરી, વાણી ચાલ વિવેક;
અક્ષર મીલેના એકસા, દેખો મુલક અનેક.

૨૨૮ કદી કશી ઓઢ બકવી નહીં,

૨૨૯ સટ્ટાનો સોદો કરવો નહીં.

૨૩૦ શશીચંદન રવી દરપણ, ભુમીઆ નંદન ધનીઆ ચાવે;
બુધે રાઇ ભેસ્પત ગુડ, શુકરે દધી ભોજન કરીઓબાઇ.
શનીવારકે દીન વાવડીંગ ચબાકર જાવે, વો નર નવનીધ
કમાકર લાવે.

૨૩૧ ધન ચહોતો ધર્મ કરો દેદાર ચહોતો તપ કરો,

૨૩૨ જે લહેજત આબરૂ ગયાથી મળે છે તે પ્યારી નહી જાણવી.

૨૩૩ બદજાત આદમીને જુના કપડાની મીસાલે રાખવું.

૨૩૪ અકલવંત આદમી તેને જાણવો કે જે પોતે પોતાની તકસીર છોટી
હોય પણ મોટી માને.

૨૩૫ નાદાન આદમીની પાસે બેસવું તે જીવને બીમારી જેવું છે

૨૩૬ કોઇ બખીલ પાસે સવાલ કરવો તે પોતાની આબરૂ ગુમાવવા જે-
વું છે.

૨૩૭ મેલા બદન પર લેબાસ મુનાસબ નહીં.

૧૩૮ જે ફાયદો જુલમથી થાય તે નુકસાન છે.

૨૩૯ ગેર વ્યાજબી બોલ્યા કરતાં ચુપ રહેવુ બસ છે.

૨૪૦ હરકોઇ સાથે જલદી દોસ્તી બાંધવી નહીં.

૨૪૧ દોસ્ત કોને જાણવો કે જે દીલને આરામ આપે.

૨૪૨ ખરો ઇન્સાફ સરદારીને વધારે છે.

૨૪૩ ભણવા પુછવાથી કાયર થાવુ નહીં.

૨૪૪ બુઢી ઓરતને અજમાવ્યા વિના પોતાના ઘરમાં દાખલ કરવી નહી.

૨૪૫ રણકર્તા પીતા શત્રુ, માતા શત્રુ વ્યભિચારિણિ;
ભાર્યા રૂપવતી શત્રુ, પુત્ર શત્રુ ન પંડીતાઃ

૨૪૬ દુસ્મન લડાઇ કરવા આવે ત્યારે તદબીરમાં રહેવું અને જાસુસ ઘણા રાખવા.

૨૪૭ ઓરતની નજદીક મહોબત છેવટના આતસને સળગાવે છે.

૨૪૮ જેની પાશે ઇલમ હુનર છે તેને મોટા તવંગર જાણવો.

૨૪૯ નેકીનો વિચાર કરવો તે જલદી કરવો.

૨૫૦ પોતાની હયાતીમાં ધર્મ કરવું એ મોટો ખજાનો છે.

૨૫૧ અધુરો ઘડો છલકાય છે.

૨૫૨ ઇંદ્રિઓ જીતી તેણે સર્વ જીત્યું.

૨૫૩ ઊજડ ગામમાં એરંડો પ્રધાન

૨૫૪ એવું શું સોનુ પહેરીએ કે કાન તુટે.

૨૫૫ ઓશાઆળો અવતાર કામનો નહીં.

૨૬૫ કર કરનારો જાય પણ કર ન જાય.

૨૫૭ ખેડ ખાતરને પાણી તે કર્મને આણે તાણી.

૨૫૮ ચાલતા બળદને આર ખોસવી નહીં.

૨૫૯ છોકરાંથી કાંઇ છાશ પીવાય નહીં.

૨૬૦ જન્મ જરાને મરણ એ સઊને થાય છે

૨૬૧ ઝાઝાં ઝાંખરાંની વાડ પણ સારી.

૨૬૨ ઠોકર વાગે ત્યારે સમજણ આવે.

૨૩૬ તાંબાની તોલડી તેર વાનાં માગે

૨૬૪ દુધના દુધમાં ને પાણીના પાંણીમાં.

૨૬૫ ધાનવિના નહીં પણ સાનવિના મરે.

૨૬૬ પગતળે રેલો ને પારકી વાત કરવી નહીં.

૨૬૭ ફુલ નહીં ને ફુલની પાંખડી પણ આપવી.

૨૬૮ બળીયા સાથે બાથ ભરવી નહીં

૨૬૯ રાજાને ગમતી રાણી તે છાણાં વીણતાં આણી

૨૭૦ લોભીયા વસે ત્યાં ધુતારા ભુખે ન મરે

૨૭૧ વાઘ ને બકરી એક આરે પાણી પીએ તેનું નામ ઇન્સાફ.

૨૭૨ વિખનો વિલાસી જીવ સાકરને સ્વીકારતો નથી.

૨૭૩ ખાખરની ખીસોડી સાકરનો સ્વાદ ન જાણે.

૨૭૪ કજ્જળ તજે ન શામતા મુકતા તજે ન શ્વેત;

દુરીજન તજે ન કુટીલતા, સજ્જન તજે ન હેત.

૨૭૫ ચીન્તાથી સિચતુરાઇ ઘટે દુખસે ઘટે શરીર;
પાપ થકી લક્ષ્મી ઘટે, કહે દાશ કબીર

૨૭૬ ચીંતા બીન ચતુરાઇ નહીં, દુઃખ બીન નહીં શરીર;
પાપ બીન લક્ષ્મી નહીં. કહત દાસ કબીર

૨૭૭ ધર્મના સોગન કદી ખાવા નહીં.

૨૭૮ મળતો નફો નહીં ખાય તેને માથે જુતિઆં.

૨૭૯ ઊમંગી રાજ્ય કર્તાની, પ્રજા ઊદ્યોગી હોય છે.

૨૮૦ ઇશ્વર સૃષ્ટીમાં સ્પષ્ટ દેખાય છે.

૨૮૧ શરીર સંપર્ત્તીવિના દ્રવ્ય સંપતી નકામી છે.

૨૮૨ રોતો જાય તે મુવાની ખબર લાવે.

૨૮૩ જરકે મહોબત, જરકે તાબે, જરતો જગમેં ખ્વાર હુયે;
ઇસ જગોપે, દેખો યારો, જરસેં બેડા પાર હુયે.

૨૮૪ વાહલાંથી વઢીએ નહીં, દુબી [illegible]એ ગાળ;
ધીરે ધીરે છાંડીએ જેમ સરોવર છાંડે પાળ.

## ( ફારસી બહેત )

૧ કલમે ગોયદ કે, મન શાહે જહાનમ; કલમકી સરાફ, દોલતમે રશાનમ
અગર બદ બે બાશદ, મુન્ચ દાનમ ભલે એકવાર દોલતમે રશાનમ

## ( સંસ્કૃત શ્લોક )

૨ કાગશ્ય ગાવે યદી કંચ નયનમ્, માનેક મુક્તા યદી કંઠલગ્નમ્
એક એક પક્ષે હીરા જટંતી. તથાપી કાગો નચ રાજ હંસ:

## ( દોહરો )

૩ કેળુ, કેરી, કામની, પીયુ મિત્ર પ્રધાન;
એ સર્વે પાકાં ભલાં, કાચાં ન આવે કામ

## ( કવિત )

૪ બચન એસો બોલીએ, બચન પંચમાં સોહાવે,
બચન એસો બોલીએ, બચને કોઇ દુઃખ ન પાવે.
બચન એસો બોલીએ, બચને હોય બડાઇ
બચન એસો બોલીએ, બચને દુશ્મન હોયે ભાઇ

( કવિત )

૫ પૂત કપૂત કુલચ્છિન નાર, લડાક પડોસી લજાવન સાળો
બાઇ ભટુક પુરોહીત લંપટ ચાકર ચોર દીવાન ચુકારો.
સાહેબ સોમ કઠોર હી કરસન, રંગ કુરંગ અતીત ધુતારો
કવીગંગ કહે શુણો શાહ અકબ્બર, એ બારહી બાંધકે સમુદ્રમે ડારો

( કવિત )

૬ સાહી વેંન બોરોધીએ, ગુરૂ પંડીત, કવી, યાર;
બેટા બીનતા વાહરૂ, જગ કરાવન હાર
જગ કરાવન હાર, રાજ્ય મીત્ર જો હોય,
પિતા પડોસી બઇદ, ઓર જો કરે રસોઇ
કહે ગીરધર કવીદાશ, સુણોરે મેરેસાંઇ
ઊનતેંરૂ તેં; રૂદય બની આવે બાઇ

## મનુષ્યના જન્મનું સાર્થક.

આ સૃષ્ટિસૌંદર્યમાં જો કોઇ પણ સહેજ નજર ફેંકશે તો અનંત પ્રકાશના પદાર્થ તેની દ્રષ્ટીએ પડશે તે પૈકી કેટલાએકને જીવત્વ હોય છે તથા કેટલાક જીવત્વ રહીત હોય છે. એકંદર પ્રાણીમાત્રની મૂળની સ્થીતીનો ઉપર ઉપરથી વીચાર કરીને જોઇએતો એવું દીસી આવશે કે ઈશ્વરે મનુષ્ય એ એક કેવળ દુર્બળ એવું પ્રાણી ઉત્પન્ન કર્યું છે. તથા તેના ઉપર પોતાની કૃપા પણ ઓછી હોય એમ દેખાડયું છે કારણ આપડે એવું જોઇએ છીએ કે પશુ ઇત્યાદી પ્રાણી જયારે જન્મે છે ત્યારે તે વખતે જ તતક્ષણ જ આમ તેમ હીંડવા ફરવા લાગે છે અને પોતાનું ઉપજીવન તેમને પોતાની મેળે કરવાની તાકાદ હોય છે. ઉદાહરણ કે ગાય જયારે વાય છે ત્યારે તેનું વાછડું જન્મતાંજ માતાના બાવડા તરફ જઈ દુધ પીવા માંડે છે, પશુ પેદા થયું કે તરતજ પોતાને પોતાનો બચાવ કરવા માટે સીંગડાં ઇત્યાદિક સતત રહેનારાં સહસ્ત્રો પ્રાપ્ત થાય છે મનુષ્યનો એવો પ્રકાર નથી તે જન્મ્યા પછી આમ તેમ ઉંધા છતા પડવાને પણ તેને ચાર પાંચ મહિના લાગે છે. પછી પોતાની મેળે

ઉદર પોષણ કરવાને માટે તો પંદર સોળ વરસ જોઇએ એટલું છતાં પણ પશુ ઈત્યાદિ પ્રમાણે શરીરે પણ એટલું મોટું બીવા બલવાન હોતું નથી. કેટલાં જનાવરોને પોતાના આત્મ સંરક્ષણ કરવા માટે ઉપર કહેલાં સત્તર તરહેનાં આઉધો જે પરમેશ્વરે આપ્યાં છે તેવાં પણ મનુષ્યોને પરમેશ્વરે આપ્યાં નથી. બાળપણમાં બે ચાર વર્ષ પરીયંત તથા વયોવૃદ્ધિપણાની સ્થીતીમાં શક્તિ રહીત થયા પછી કેવળ પર સ્વાધિનતા જ હોય છે. આવી જો કે મનુષ્યની ખરેખરી સ્થિતિ છે તો પણ સુક્ષ્મ વિચાર કરી કોઈ જુએ તો તેને ખાતરી થશે કે મનુષ્યના કલ્યાણ તરફ ભગવતની કૃપાદ્રષ્ટિ અધિક છે કારણ વિવેકરૂપી એક અમુલીક દેણગી જે તેણે મનુષ્યને આપી છે તેને લીધે તેણે મોટાં બલાઢ્ય અને ભયંકર પશુઓને પણ પોતાને તાબે કરી કામે લગાડેલાં હોય છે. એ જ પ્રમાણે અગ્નિ, વાયુ, પાણી, વિજળી, ઇત્યાદિક મહતત્વોને પણ પોતાના સ્વાધીન કરી લઇ આખર જગતનું આધીપત્ય મેળવીને આ સૃષ્ટિસૌંદર્યનો ઉપભોગ લેછે. આ લોકમાં મનુષ્યનો મુખ્ય ઉદેસ પોતાના જન્મનું સાર્થક કરી લેવું એજ હોવો જોઇએ એટલું છતાં મનુષ્યથી પોતાનો ધર્મ કર્તવ્યકર્મ કેટલું બજાવાય છે તેનો વિચાર કરવો જરૂરનો છે. એવો વિચાર કરવા જતાં એવું નજરે પડે છે કે મનુષ્યનામાં મનોવૃત્તીઓ અનેક હોય છે તે પૈકી કેટલીએક દુષ્ટ છે. વળી કેટલીએ ઉત્તમ છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વ મછર ઈત્યાદિઓ વૃત્તીઓ દુષ્ટ કહેવાય છે તે જ પ્રમાણે વિવેક, સંતોષ, પુજય બુદ્ધી, પરોપકાર બુદ્ધી, દયા, ક્ષમા, પ્રીતી ઈત્યાદિ વૃત્તીઓ ઊત્તમ કહેવાય છે. મનુષ્યને ભુખ તરશ ઇત્યાદિ અનેક વાસનાઓ હોય છે. વાસનાઓની યોગ્ય ત્રપ્તી થવી વ મનોવૃત્તીઓ ઉપર દાબ રહેવા માટે ઇશ્વરે મનુષ્યને એક યુક્તા યુક્ત વિવેચન શક્તિ આપી છે તેને અંગ્રેજીમાં "કૉનસન્સ" અને સંસ્કૃત ભાષામાં "મન" એમ કહે છે. તે બળહિન થઇને મનુષ્યનું સર્વ આયુષ્ય કેવળ સંસારમાં ગરક થઇ જાય છે. તેના સઘળા આયુષ્યની વેચણ થઇ છે. આ-

ળપણ, તારૂણ્ય અને વૃદ્ધાઅવસ્થા એવી તેના આયુષ્યની ત્ર-
ણ અવસ્થાઓ છે. મનુષ્ય જન્મે ત્યારથી તે મરે તાંસુધીમાં આ
ત્રણે અવસ્થાના સંસાર કામોમાં ગુંથાઈ જાય છે અને ઇશ્વરે
દયાળુ થઇને જે ઉપર કહ્યા પ્રમાણેની જ્ઞાનરૂપ અમોલીક દે-
ણગી તેને આપી છે તેનું સાર્થક કરવાનું તેને ભાન રહેતું નથી.

મનુષ્ય માતાના ઉદરમાં નવ મહિના સુધી અનેક પ્રકાર-
ના કલેશ ભોગવીને નરકમાંના કીડાની પ્રમાણે બહાર પડે
છે. તે વખતે તેને અનેક તરેહની પીડાઓ થતી હોય છે.
સ્વમુખે તે વેદનાઓ તેનાથી કહી શકાતી નહિ હોવાથી તેને
અતિષય દુ:ખ થાય છે તેને થતી પીડાઓ ઉપર વિદ્વાનોએ
અનુમાનથી કલ્પનાઓ કરી લેવાની છે. રોગ હોય છે એક અને
ઓષધ થાય છે એ બીજું તેથી તેને અધિક વેદના થાય છે
એવી અતિષય અજ્ઞાન દશામાં બાળક અવસ્થાનો કેટલોક ભા-
ગ મળ મુત્રમાં આળોટીને કાઢવો પડે છે ત્યાર પછી તે બા-
ળક કાંઈ થોડું મોટું થયા પછી તેનો કેટલોક વખત
અનેક તરેહની રમતો રમવામાં અને કેટલોક વખત વિદ્યા
સંપાદન કરવામાં જાય છે. હાલના વિદ્યા શિક્ષણના ક્રમમાં ઘણા
ખરા વિષય ચકલા ચકલીની વાતોના હોવાથી મનુષ્યને ધર્મ
વિષયનું જ્ઞાન થવા સરખા નથી એવી સઘળે ઠેકાણે હાલના
પ્રસંગમાં બુમ થએલ જ છે. ધર્મ શિક્ષણ કિંવા નિતી શિક્ષ-
ણનો તો હાલમાં કેળવણી ખાતામાંથી તથા બીજાં ઠેકાણામાં-
થી બ્રાંશજ થએલો છે તે વિશે હમણાં હમણાં ઘણી ચર્ચા-
પણ ચાલી છે પરંતુ ફક્ત ચર્ચા ઉપર કિંવા સરકાર કરે તો-
જ થાય એવો વિચાર કરી નિરાંતે બેશી રહેવાનો હાલ વ-
ખત નથી. આ સારા કામને ધાર્મીક અને દેશાભિમાની લોકો-
એ જ તન, મન અને ધન ખર્ચી કમર બાંધી આગળ વધવું
જોઇએ. બાળક દશામાં છોકરાં ઉપર વિદ્યા સંપાદન કરવા વગે-
રેના બોજા પડીને ઘણું કરીને બાલ્યાઅવસ્થા તેમાં જ જાય
છે ઘણું કરીને એ વયમાં જ છોકરાંનાં લગ્ન કરી નાંખવાના સાં-
પ્રદાય હોય છે. આ સ્થિતિમાં બાળપણ નીકળી ગયા પછી તા-

રૂપ્ય અવસ્થાની તેમના ઉપર છાયા પડે ન પડે એટલામાં તેમનાં ચિત્ત સંસાર તરફ લાગે છે.

આ સૃષ્ટિ સંસારમાં ઘણું કરીને લોકોને નજર આગળ બે વિષય દેખાય છે. કાન્તા (સ્ત્રી) અને કનક (પૈસો) અને એ પદાર્થ પ્રાપ્ત કરવાને માટે હજારો કૃષ્ટ ઉપાય યોજવા લાગે છે. કોઇની પાસે પુષ્કળ પૈસો અને સુંદર તરૂણ સ્ત્રી મુકી હાયતો તેનો અભિલાષ કર્યા વિના કેટલા નીકળશે વારૂ? ઘણા જ થોડા એમ કહેવાને કાંઈ હરકત નથી. અને એજ કારણને માટે લોક પોતાના પૈસા તથા સ્ત્રીની ઘણી સંભાળ રાખે છે સારાંશ-જગતમાં આ બે મોટી મોહક વસ્તુઓ છે એટલા માટે કબીર કવિ કહે છે કે "કનક ઓર કામની એ દો બડે હરામજાલ જાતે હઈ હર મીલનકું તો બીચમેં પડે માર"

સંસારમાં પુત્ર સુસીલ, સ્ત્રી પતીવ્રતા અને પાસે પુષ્કળ પૈસો સ્વ સ્ત્રીની ઉપર વિષય ભોગવવાની રતી, આજ્ઞા ધારક ચાકર, પોતાના ઇષ્ટ ઉપર પ્રિતી, મીષ્ટાન ભોજન અને સદ્દપુરૂષોના સમાગમ આટલી સર્વ વાતો ગૃહસ્થાશ્રમમાં જેને અનુક્રમ થઇ હોય તેને સંસારમાં રહેવાનું સાર્થક છે પણ આવી સર્વ વસ્તુઓ મોટા સાર્વોભોમ રાજાને પણ હતી નથી એટલા માટે સમર્થ રામદાસ સ્વામીએ કહ્યું છે કે સંસારમાં સર્વ પ્રકારે સુખી એવો કોઈ પુરૂષ નથી. સંસાર સુખ એ અનેક વસ્તુઓ ઉપર અવલંબીને રહેલ હોવાથી તેમાં જો એકાદી વસ્તુની કમતાઈ પડે તો તેમાંથી તે સંસાર તાપત્રયનું કારણ થાય છે તો જેને ઉપર કહેલી બધીજ વસ્તુની કમતાઇ હોય તેને શું સંસારમાં સુખ હોય? કાંઇજ નહિ પરંતુ એવી બરોબર સ્થિતિ છતાં મૃગજલને ભુલીને તરસ્યા હરણ પાણી મળવાની આશાથી જે પ્રમાણે આમ તેમ દોડા દોડ કરી મુકે છે તે પ્રમાણે આ સંસારમાં સુખની આશાએ માણસ પોતાને વધારે વધારે સંસારમાં ગુંથી નાંખે છે. દ્રવ્ય મેળવવાનું એક યત્ન નિષ્ફળ થાય તો બીજું કરે છે અને બીજું નિષ્ફળ થાય તો ત્રીજું કરે છે એક સ્ત્રી મરે તો અથવા નીકળી જાય તો બી-

જી કરે છે, એ પ્રમાણે પાંચ દશ સુધી પણ કરે છે એક પુત્ર નઠારો નીકળે તો બીજા પુત્રની આશા રાખે છે, એક કામમાં નુકશાન પોંચે તો બીજા કામમાં ફાયદો મળશે એવું ધારી બીજું કરે છે, સારાંશ સુખની આશા એ મનુષ્ય સંસારમાં મરતાં સુધી યત્ન કર્યા કરે છે પરંતુ "ભાસ સુખનો અને અનુભવ દુખનો" એવી સ્થિતિ થાય છે કીંવા સુખ સુખ ગોખતાં દુઃખનો વારો આવે છે. આ સમર્થના સિદ્ધાંત પ્રમાણે સઘળા આયુષ સુધીમાં તેને સુખનો અનભવ કદીજ થતો નથી કારણ આ સંસારમાં ખરૂં સુખ મુદલ નથી. સ્ત્રી, પુત્ર, ઘરબાર પૈસો ટકો બંગલા વાડીઓ વીગરેમાં ક્ષણીક સુખ છે, ખરૂં સુખ જેને કહીએ તે એ પદાર્થોમાં નથી. સંસારમાંના પદાર્થો સુખ દુઃખ રૂપી નથી તેમને તો જેવા માનીએ તેવા હોય છે એ પદાર્થોમાં જો સુખ હોય કીંવા તે સુખ રૂપ છે એમ હોય તો તે સર્વને સુખરૂપ હોવા જોઇતા હતા. પરંતુ તેવો પ્રકાર નથી કેટલાક પદાર્થ કેટલાક લોકને સુખરૂપ લાગે છે તેજ પદાર્થ કેટલાકને દુઃખરૂપ ભાશે છે. આ ઉપરથી એમ થાય છે કે પદાર્થમાં સુખ નથી પરંતુ તે સુખ તેમાં થોડા વખત સુધી માનવામાં આવે છે. મોટાપણુ પણ માણસ પોતપોતાની સમજ પ્રમાણે માને છે. વિદ્વાન, અધીકારી, શુદ, દેશાભીમાની, ધર્માભીમાની ઇત્યાદીકોને લોક પોતપોતાની સમજ પ્રમાણે મોટા માને છે.

દ્રવ્ય એ એક મોટી મોહક વસ્તુ છે માટેજ તેનાથી ભુલ થાપ ખાઇને દ્રવ્યવાન પુરૂષની આસપાસ સ્ત્રી, પુત્ર, આપ્ત, મિત્ર વગેરે મંડળી હમેશ વીંટાઇ રહે છે. તરૂણ અવસ્થામાં પુરૂષ પોતાની આસપાસ એટલું બધું પાપ સંપાદન કરી રાખે છે કે તેની ભાંજગડ કરવામાં તેનું સઘળું તારૂણ્ય વહી જાય છે. અને વૃદ્ધાવસ્થાની છુટવા પડવા માંડી એટલે તેનાથી તારૂણ્યની ખટપટો પોહોચી શકાતું નથી એવી એની ફજેતી ઊડે છે. અને તેથી તે હમેશ કહે છે કે કેમ કરીએ હવે તો વયપરત્વે એ બધી ખટપટો આપદાથી પુરી પડતી નથી અ-

ને આ સંસાર ભાર કોઈના ઉપર નાંખીએ એવો માણસ પણ કોઇ ઘરમાં નથી એવી હમેશ ચીંતા કરે છે. તેમાં વળી વૃદ્ધાવસ્થામાં સંતાન વીગેરે નહીં હોયતો તથા સ્ત્રી ગુજરી ગઇ હોયતો ફરી પરણવાની ઇચ્છા ઊત્પન્ન થાય છે. આ બાજુએ યમરાજના ચોપડામાં તેના હીસાબનું છપનમું પાનું ખોળવા માંડયું હોય છે. અને આ ભાઇસાહેબને તો તરૂણ સ્ત્રીની શંખાથે પરણવાનું હોય છે. આવા સમયે કેવી ફજેતી ઊડે છે તે પુષ્કળ લોકના અનુભવમાં હશેજ મતલબકે સંસાર સંબંધી કામો અપુર્ણ રહી જાય છે અને વૃદ્ધાવસ્થાની છાયા પડે છે. સર્વ લોક, તારૂણ્ય, સ્ત્રી, અને પૈસા એનાજ લોભથી ઘસડાઇ જાય છે. એકંદરમાં બાલ્યદશા અને તારૂણ્ય આ બન્ને અવસ્થામાં પુરૂષ કેવળ સંસાર પદાર્થમાંજ ગર્ક થઇ જાય છે. અને પોતાના જન્મનું સાર્થક કરવા વિષે વિચાર કરવાની તેને સવડ મળતી નથી પરમાર્થ વિષે વીચાર કરવાનું કામ બહુ કરીને ઘરડપણ ઉપર ધકેલવાની ચાલ હોય છે- વૃદ્ધ પુરૂષો પરમાર્થ માર્ગે લાગેલાની પુષ્કળ લોકોને ખબર હશે. પણ તે પરમાર્થ એટલે ફક્ત કથી પુરાણ સાંભળવા માટે મંદીરોમાં જવું, કાશી યાત્રાદીક તીર્થ કરવાં એવો એક જુનો પ્રવાહ છે. તથા હાલમાં રવીવારે એકાદ સમાજમાં જવું વીગેરે પણ તેની સંસાર ઉપરની પ્રીતિ કાંઈ કમી થઈ હોય છે એમ નથી. પરંતુ તેની આશા ઊત્તર વયમાં વધતી જાય છે એમ દેખાય છે. તેની આશા દિવસે દિવસે વધતી જાય છે તેથી તે આશા બંધ થઇને અંતકાળ પર્યંત એક સરખો સચીન્ય રહે છે. પરંતુ પરમાર્થ તરફ કાંઇ પણ લક્ષ આપતો નથી, સ્ત્રી, પુત્રાદીક, મરણ પામવાથી શોક કરે છે. પરંતુ પોતાના આયુષ્યનો નાશ થાય છે તે બદલ તે પોતે બીલકુલ વીચાર કરતો નથી, પરંતુ જયારે મરણની ઘડી પાસે આવે છે ત્યારેજ માત્ર યમ યાતનાના આવતા દુઃખોને સંભારીને પોતે મનમાં ભયભીત થાય છે. જે પ્રાણી ઊત્પન્ન થયો તેને મૃત્યુ છે. આવો મૃત્યુનો ક્રમ છતાં આપડે શા માટે બીહીવું જોઇએ. રામદાસ કવીએ એક

ઠેકાણે કહ્યું છે કે શુક્રાચાર્ય સરખા યોગી, બ્રહ્મનિષ્ટ, વશિષ્ઠ, વામદેવ, વિશ્વામિત્ર સરખા તવોવિષ્ટ વ્યાસ વાલમીક સરખા ત્રીકાલ ફ્રૂમ, ઇંદ્ર સરખા ચીરંજીવ એમને પણ ઊત્પત્તી સ્થિતિ અને લયના ફેરા લાગેલા છે. એટલા માટે મનુષ્યે જન્માંતરમાં આવ્યાનું કાંઈ પણ સાર્થક કરવું જોઇએ. અહ્વાર, નિદ્રા, મૈથુન ઇત્યાદી વ્યવહાર પશુ પક્ષીઓ પણ કરે છે. તેથી તે કૃત્યો મનુષ્યોએ કરીને પોતાના કુટુંબનું પોષણ કર્યું તેમાં કાંઇ વધારે મોટાપણું નથી, સ્ત્રી, પુત્રાદીક પૈકી કોઈ મરણ સમયે ઉપયોગી પડવાનાં નહીં. જ્યાં સુધી પ્રાણી સંસારમાં હોય છે તથા જ્યાં સુધી તેને સારો ચાલતો કાળ હોય છે ત્યાં સુધી તેનાં આપ્ત ઈત્યાદીકને લાભ થાય છે અને તેથી તેઓ તેના ઉપર પ્રીતી કરે છે. અને તેઓ તેના મરણ સમયે પોતાના નુકશાન માટેજ માત્ર તેઓ બધાં રડે છે, પરંતુ તે પુરૂષે સઘળા કુટુંબનું પોષણ કરીને પોતાના આત્માનું કાંઇ એક કલ્યાણ કર્યું નહીં તેને માટે તેઓને કીંચીંત પણ દુઃખ થતું નથી અંતકાલે દુઃખને ભોક્તા પ્રાણી એકલોજ થાય છે. તે વખતે કોઈ ભાગ લેઇ શકતું નથી. મનુષ્યના અંત સમયે નિતી અનિતીનો વિચાર નહીં કરતાં ખોટું કુભાંડ રચીને તથા લોકનાં ઘર મારીને એકઠું કરેલું દ્રવ્ય જેની તે જગોએ રહેછે.હજારો રૂપીઆ ખરચીને સારી સુંદર બાંધેલી હવેલી જેની તે જગોએ પડી રહે છે. સર્વ માલમતાની, તથા શરીરની કરી મુકેલી ધણીયાણી જે અત્યંત પ્રીતિની ભાર્યા તે પણ માત્ર ઘરના આંગણા સુધી વળાવવા આવે છે. અને બંધુ, મીત્ર, ઇત્યાદી જન સ્મશાન સુધી આવે છે, અને અનેક પૌષ્ટીક આન્નાન્નોથી પુષ્ટ કરેલુ તથા અનેક સુગંધી દ્રવ્યોથી મર્દન કરીને સતેજ રાખેલો પોતાનો દેહ તેનો સ્મશાનમાં ચિતા થાય છે. પરંતુ પોતાના પાપ પુણ્યનું રૂપ જે સુખ દુઃખ તે ભોગવવા માટે જીવ એકલાનેજ માત્ર એકલા આગળ જવું પડે છે. શારાંશ, મનુષ્યે પોતાના આયુષ્યના સર્વ દીવસ કેવળ સંસારના ભરણપોષણમાંજ ગાળવા એ બરોબર નથી. બાળપણ તારૂણ્ય, વ. વૃદ્ધપણું આ

ત્રણે અવસ્થાઓ જો પ્રપંચનીજ ખટપટમાં ગાળવામાં આવે તો પછી આત્મકલ્યાણ કરવાનો વખત કયો બાકી રહ્યો. આત્મ વીચાર કરવામાં સંસારનો ત્યાગ કરીને ખાખ લગાવીને જંગલમાં જઇ વસવું જોઇએ એમ નથી. સંસારમાં રહીનેજ આત્મકલ્યાણ તરફ લક્ષ આપવું જોઇએ. આજ પેટ ભરાયું કાલે કેમ ભરાશે, સ્ત્રી કેવી મળશે, છોકરો કયારે થશે, સંસાર કેમ ચાલશે તથા પોતાના મરણ પછી છોકરાં છૈયાંનું રક્ષણ કેમ થશે, ઇત્યાદીકનાજ વિચારમાં આયુષ્ય ગાળવું એ અપમાનનું કારણ છે. કારણ જે બાબતો પોતાના હાથમાં નથી, જે થવાનું તે જેને વખતે બનવાનુંજ તો તે બદલ હમેશાં વીચાર કર્યા કરવામાં શો ફાયદો. આ સંસારમાં મનુષ્યના અતી પ્રીતીના પદાર્થ, સ્ત્રી, પુત્ર તથા ધન એ છે. વખતે બીજા સર્વ પદાર્થનો નાશ થએ પરવડે પણ આ ત્રણ પદાથનો નાશ થએ પરવડે નહીં. રાત દીવસ આપણા મનમાં એજ વિષયો ઘોળાયા કરે છે અને એ વિષયો શીવાય આપણું મન કોઇ દીવસ પણ વેગળું રેહેતું નથી એમ છતાં પણ કેટલાક ભગવત ભકતોએ પોતાના સંસારની કાંઈ પરવા રાખી નથી, સ્ત્રી, ધન, તથા પુત્ર એમની તેઓએ પરવા રાખી નથી એટલુંજ નહીં પરંતુ તેનાથી અધીક પ્રીય પોતાનો જે જીવ એની પણ તેઓને ઓછી પરવા હતી, ફક્ત પ્રીયમાં પ્રીય તે ઇશ્વરજ એજ જે જન્મનું સાર્થક તે તેઓએ કર્યું છે અને આ જન્મ મરણના ફેરામાંથી છુટયા છે. સંસારના વિષય (પદાર્થ) ખોટા છે તેમના તરફજ પોતાનું મન લાગવાથી ઇશ્વર તરફ મન ઓછું લાગે છે. પરોપકાર કરવો એ-પુણ્ય અને પરપીડા કરવી એ પાપ છે. પીપા ભગતે કર્યું છે કે પાપ નહીં કરવું એજ પુણ્ય છે. એ પ્રમાણે પરોપકાર કરવો તથા સંસારમાં ખરે વખતે બીજાને ઉપયોગી પડવું એ મનુષ્યના જન્મના સાર્થકનો મોટો ભાગ છે. એક વખતે મોટો દુષ્કાળ પડવાથી મનુષ્યો પટોપટ મરવા લાગ્યા તે વખતે દુષ્કાળ પીડીત લોક બેદર પાદશાહના કારભારી દામાજી પંત કરીને ઇશ્વર ભક્ત હતા તેની પાસે આવીને તેઓએ અન્નની યાચના ક-

રી તે વખતે દામાજી પંતે આખો કોઠાર લુંટાવી દીધો હતો એ-
વી દંતકથા છે. કબીર એ એક મુસલમાન છતાં રામ ભક્ત
હતો તેથી કરીને તેનું મન માયાકાર થયું હતું તેથી તેને સઘાલ્ય
આ જવતંથી રામ દીસતા હતા. એ પ્રમાણે, ભજન કરવાથી
તેના મનની સ્થીતી થઈ હતી ઇશ્વરનું ધ્યાન કરતી વખતે
સંસાર પદાર્થ બીલકુલ મનમાં નહીં આવતાં એક દેવજ ધ્યા-
નમાં આવે તથા સતત તેલની ધાર પ્રમાણે મન દેવાકાર થાય
તેનું નામ ધ્યાન. સગુણોપાસનાથી મનુષ્યની પ્રીતી ઇશ્વર ઉપર
ઊત્પન્ન થઇને નિષ્ટા બેસે છે તથા તેનું મન સમાધાન પામે છે.

પરંતુ કોઈ વખતે કેટલાકના મુખમાંથી એવાં વચન પણ
સાંભળવામાં આવે છે કે મુર્તિ પુજા વેદાંતમાં નથી પરંતુ એ
વચન ખોટાં છે કારણ તેમાં ઇશ્વર આધીષ્ટાનરૂપે રહેલ છે ઘ-
ણી બારીકાઈથી શોધ કરીને જોઇએ તો જણાશે કે પ્રાચીનકા-
લથીજ પૃથ્વી ઉપરના સર્વ દેશોમાં મુર્તિપુજક લોક હતા અ-
ને ત્યાં બધે એ મુર્તિ પુજકોનો વેદ ધર્મજ ચાલુ હતો. બ્રહ્મદે-
શ, સિહુલદ્વીપ, ચીન, જાપાન, ટીબેટ, ઇત્યાદી પ્રદેશો જેમાં
બૌધ ધર્મ ચાલવાનું જણાય છે તેનો આદી પુરૂષ જે બુદ્ધ તે
આપણા દેશમાં ગૌતમ ગોત્રમાંના વૈદીક ધર્મીય માતાપીતાના
પેટે જન્મેલો હતો. શ્રી કૃષ્ણ એ મનુષ્ય કરતાં કેવળ ભક્ત
કાયાર્થેજ મનુષ્ય શરીર ધારણ કરીને સર્વ શકતીમાન અને
સર્વ ફળ જે ઇશ્વર તેજ આ જગતમાં પ્રગટ થયા હતા તેમણે
પોતાનું અંગ એટલું મોટું ફુલાવ્યું કે કાલીયા સર્પના અંગ-
માંથી સર્વ વિગલીત થઇને મૃછિત પડયો. તે વખતે તેની સ્રી-
યોની, શ્રી કૃષ્ણને ઘણી દયા આવી અને તેઓએ શ્રી
કૃષ્ણની પ્રાર્થના કરી કે હે સર્વ શકતીમાન પરમે-
શ્વર તું અમારા પતીનું રક્ષણ કરીને અમને ચુડાદાન આ-
પ ને તેમની વીનતી સાંભળીને કૃષ્ણને દયા આવી. ને કા-
લીયાને જીવદાન આપ્યું તથા તેને કહ્યું કે હવેથી તારે અહીં
રહેવું નહીં. એમ આજ્ઞા કરી પણ કાળીયો હાથ જોડીને
બોલ્યો કે ગરૂડના ભયથી આ નદીમાં સંતાઇ રહ્યો છું હું

